## કાનજી પટેલ * બસ, ભાંગ પીએ

ગોળ થઈ બેઠાં
ને ઉપરથી બીડું આવ્યું
કોઈ તો ઝડપો એને

મનમાં ઘૂંટાતું હતું
કોણ બોલે?
શું બોલે?

ખોળિયું બોલ્યું
એક ભોંય ને વસ્તુ
એના ભેગી એને અવેરતી મહેનત
બીજું છે કાગળિયું

કેવી છે કઠણાઈ
કાગળિયુંય આ મહેનતે પેદા કર્યું
ભોંય, વસ્તુ કે મહેનત
એકેય ન બોલે

કાગળિયાં વધે
ખોળિયાંને ન આવડે ભાવતાલ
ભાવ ને તાલ કાગળિયાં કરે

એમ આ બાચકો ભોંય
અમને ભૂખે મારે
ભૂખ્યાં અમે
બસ, ભાંગ પીએ

---

*કવિના કાવ્યસંગ્રહ* **દેશ***માંથી સાભાર.*

# એતદ્

૨૧૮
એપ્રિલ-જૂન, ૨૦૧૮
ISSN 2350-0689

સંપાદક : કમલ વોરા - નૌશિલ મહેતા - કિરીટ દૂધાત

**ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્ર**

સંસ્થાપક : સુરેશ જોષી

આદ્ય સંપાદકો : સુરેશ જોષી, રસિક શાહ, જયન્ત પારેખ

*વાર્ષિક સભ્ય રૂ. ૩૦૦/-, (વિદેશ) રૂ. ૧૦૦૦/-*
*આજીવન સભ્ય (વ્યક્તિ) રૂ. ૩૦૦૦/-, (વિદેશ) રૂ. ૧૦૦૦૦/-*
*આજીવન સભ્ય (સંસ્થા) રૂ. ૩૫૦૦/-, (વિદેશ) રૂ. ૧૨૫૦૦/-*
*શુભેચ્છક સભ્ય રૂ. ૧૧૦૦૦/-, (વિદેશ) રૂ. ૧૫૦૦૦/-*
***(બદલાયેલી સભ્ય ફી નોંધી લેવા વિનંતી)***
*સભ્ય ફી 'Kshitij Samshodhan Prakashan Kendra'ને નામે રોકડ/ મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવી. ચેકથી ન મોકલવી. મનીઓર્ડરમાં નામ-સરનામાની વિગતો દર્શાવવા વિનંતી. 'એતદ્'નું વર્ષ જાન્યુઆરીથી ડિસેમ્બરનું ગણવું. સઘળો પત્રવ્યવહાર કાર્યાલયને સરનામે કરવા વિનંતી.*

**કાર્યાલય**
કમલ વોરા – 'એતદ્' એ-૪૦૩, પારસનાથ, સુધા પાર્ક, શાંતિ પથ,
ઘાટકોપર (પૂર્વ), મુંબઈ-૪૦૦ ૦૭૭.
ફોન : (0)-૯૮૧૯૮ ૨૦૨૮૬, Email : etadindia@gmail.com

**સંપાદકીય પત્રવ્યહવાર**
કિરીટ દૂધાત – 'એતદ્' એ/૧, સુયોજન અપાર્ટમેન્ટ્સ, ભાગવત વિદ્યાપીઠ પાસે,
સોલા, અમદાવાદ-૩૮૦ ૦૬૦.
ફોન : (0)-૭૦૧૬૭ ૩૦૨૮૯, Email : etadindia@gmail.com

**વિનંતી**
**લેખકમિત્રોને** : રચનાઓ શક્યતઃ ટાઈપ કરીને અથવા ફૂલ્સકેપ કાગળ પર એક બાજુ લખીને જ મોકલવી. PDF ફાઈલ સ્વરૂપે **એતદ્**ને ઇ-મેઇલ પણ કરી શકાય.
**સહુ સભ્યોને** : જેમની પાસે ઇ-મેઇલ આઇડી હોય તે **એતદ્**ના ઇ-મેઇલ પર જણાવે તો સંપર્ક કરવામાં સરળતા રહે.

**આવરણ**
આદિવાસી સ્ત્રીઓની ચળવળ (જુઓ : બારીબહાર નજર)

મુદ્રણસજ્જા : નૌશિલ મહેતા, મુદ્રણસ્થાન : આણંદ પ્રેસ, આણંદ ૩૮૮૦૦૧.

## અત્યારે

કે. કે. બિરલા ફાઉન્ડેશન, નવી દિલ્હી દ્વારા અપાતું અતિ પ્રતિષ્ઠિત ***સરસ્વતી સન્માન*** વર્ષ ૨૦૧૭ માટે આપણા ઉત્તમ કવિ **સિતાંશુ યશશ્ચંદ્ર**ને તેમના કાવ્યસંગ્રહ *વખાર* (૨૦૦૯) માટે જાહેર થયું છે. પ્રત્યેક ગુજરાતીભાષી માટે આ આનંદ અને ગૌરવપ્રદ ઘટના છે. ૧૯૯૭માં મનુભાઈ પંચોળી 'દર્શક'ને એમની નવલકથા *કુરુક્ષેત્ર* માટે મળેલ એ સન્માન વીસ વર્ષે ફરી ગુજરાતી ભાષાના પક્ષમાં આવ્યું છે. બાવીસ ભારતીય ભાષાઓમાં કવિ-પ્રતિષ્ઠા ખરેખર તો ગુજરાતી ભાષાની પ્રતિષ્ઠા છે! *એતદ્* તરફથી કવિને ખૂબ ખૂબ અભિનંદન.

આપણે મોટે ભાગે એવી માન્યતા ધરાવતા હોઈએ છીએ કે કવિતા માત્ર સંવેદનો અને સંવેદનશીલતાથી લખાય; કવિતામાં તદ્દુપરાંત તીવ્ર મેધા ઉમેરાય ત્યારે અનોખાં અને અ-પૂર્વ રૂપ પ્રગટી શકે છે. કવિતા લાગણીઓને, અનુભૂતિઓને અભિવ્યક્તિમાં રૂપાંતરિત કરતું સમીકરણ નથી; પણ પરંપરાને આત્મસાત્ કરેલી ભાષાના ઊર્જાભર્યા ઉપયોગ દ્વારા અનન્ય અનુભવ કરાવતી સંરચના છે. અત્યંત તીવ્ર મેધાથી સંચરિત થઈ સર્જન કરતા કવિ સિતાંશુ યશશ્ચંદ્ર એ અર્થમાં મેધાવી કવિ છે. છેલ્લા છ દાયકાઓથી કવિ સિતાંશુ એમના સમકાલીનોથી નોંધપાત્રપણે નોખા રહ્યા છે, સતત પ્રયોગશીલ અને નિરંતર નવી ભોંય ભાંગતા કવિ તરીકે પ્રસ્તુત રહ્યા છે. આવું જવલ્લે જ બનતું હોય છે. કવિતાને કુંઠિત થવા ન દેવી તે એમની કવિસિદ્ધિ છે અને ગુજરાતી ભાષાનું વિરલ સદ્ભાગ્ય છે.

આરંભે એ કવિ સ્વયમ્ સંચાલિત ચૈતસિક અને પ્રત્યક્ષને સમાવતા સરરિયલમાં ડૂબકી લગાવી અતિવાસ્તવનાં કાવ્યો રચે છે. *ઓડિસ્યૂસનું હલેસું*નાં કાવ્યો કવિતાના નાદવૈભવ દ્વારા માનવ-અવચેતનાનાં ઊંડાં, કાળાં, બીકાળવાં અંધારાં દેખાડે છે, અસંપ્રજ્ઞાત સાથે લડાઈઓ ચલાવે છે. કવિના અતિવાસ્તવમાંથી પ્રગટતી કવિતા આપણા વાસ્તવને ભેદીને, ઉપરતળે કરીને આપણને આપણા અતિવાસ્તવનો મુકાબલો કરવા માટે ફરજ પાડે છે. *જટાયુ*માં વ્યક્તિ અને સ્થળ-વિશેષતાને ખસેડીને કવિપ્રતિભા કાળનિરપેક્ષ મનુષ્યમાત્રના સંવેદનના વ્યાપમાં પ્રવેશે છે, વિસ્તરે છે. *સમુદ્ર, પ્રલય, ઘેરો, હા, ભાષા, જટાયુ* જેવાં કાવ્યો આવા સંદર્ભે છે. આધુનિક કાળ ઓસરી અને અનુઆધુનિક કાળ આરંભાઈ ગયો હોય ત્યારે *વખાર* કાવ્યસંગ્રહ પ્રગટ થાય છે. આ સમયખંડની અપેક્ષાઓ, નિસબતો, શરતો હવે બદલાઈ ગયાં છે, મૂલ્યો એનાં એ નથી રહ્યાં. મુક્તિકરણે અને ગ્લોબલાઇઝેશને ભૌગોલિક સીમાડાઓ ભૂંસી નાખ્યા છે. *વખાર* પ્રાદેશિકતાને અતિક્રમીને વ્યાપક મનુષ્યચેતના સાથે જોડાઈને, તીવ્ર સામાજિક નિસબત સાથે કાવ્યો રચે છે. કવિતામાં સામાજિક નિસબત પ્રવેશે ત્યારે કવિધર્મ ચૂકાવાની તમામ શક્યતાઓ રહેતી હોય છે. ઉત્તમ

કવિતા લખી ચૂકેલા કવિ માટે એ વધુ પડકારરૂપ બનતી હોય છે; પણ મોટા ગજાનો કવિ એમ કંઈ સગવડ ખાતર પડાતા કાળખંડોથી ખંડિત થતો નથી. *વખાર*ની કવિતા પૂરેપૂરી ગુજરાતી રહીને, પ્રાદેશિકતાના સીમાડા ઓળંગે છે અને વૈશ્વિક પરિસ્થિતિ સાથે સંદર્ભ મેળવે છે; સામસામા અરીસા ધરાય છે. પ્રતિબદ્ધ રહેવા ઇચ્છતા સાહિત્ય માટે સાહિત્ય દ્વારા પ્રતિબદ્ધ રહેવાના કીમિયાઓ *વખાર*માં મળી શકે એમ છે. કાળમુક્ત થવાની વીથિકાઓ શોધવા જતાં સાંપડી જાય એમ છે. *વખાર*ની કવિતા કોઈ પણ ભાષાની ગૌરવપ્રદ કવિતા હોઈ શકે છે!

ત્રણે કાવ્યસંગ્રહો અને ત્યાર પછીનાં અનેક કાવ્યોમાં જો જળવાઈ રહ્યા હોય તો એ છે કવિનો લડત-મિજાજ, અણ-નમ રહેવાની હઠ અને ન જીતવા છતાંય હાર ન સ્વીકારવાનો દૃઢ નિર્ધાર. *વખાર*નાં કેટલાંક કાવ્યો સાથે સહૃદય ભાવકોનું ફરી અનુસંધાન કરાવીને *એતદ્* ગુજરાતી ભાષાના આ આનંદના અવસરને ઊજવે છે.

- *સં.*

## સિંહવાહિની સ્તોત્ર

મયૂર પરથી ઊતર, શારદા, સિંહ ઉપર ચઢ,
દેવ તે જ દાનવ છે જો, તો તું આગે બઢ.

આ કેવું સાગરમંથન છે, જલને કોઈ ન જાણે,
સમયસર્પના બંને છેડા નરી લાલસા તાણે.

ઓ વળગ્યો છે વ્યતીતને, બસ, ઓ ભવિષ્યને વળગ્યો,
છે શું એવું સાંપ્રતમાં, સહુ એને રાખે અળગો.

તિમિરતંત્ર તોતિંગ તેજથી ડરે છેક મનમાંથી,
ઝેર જીરવી શકે ન જે, તે અમૃત જીરવે ક્યાંથી?

વીફર્યો વાસુકિ
ફુત્કારી, ધૂત્કારી દેશે, ઉભય અદિતિ-દિતિ-સંતતિને ઇતિહાસ-દંશ,

જલ થંભી જશે જડ.
તું આગે બઢ.

*

શાસક કુટિલ, શાસિતો સ્વાર્થ-નિમગ્ન, સચિવગણ યંત્ર,
ગોઠણભર દર્પણજલ ડૂબ્યા ઋષિ, ન દેખે મંત્ર.

અતંત્ર ઉદ્ધત, નિયમઊફરો, લોલુપ શાસક વર્ગ,
નરકાસુરને નમન કરી આ દેવો પામ્યા સ્વર્ગ.

કુબેરનો ધનકોષ હવાલે છે દશમુખભક્ષકને,
પંપાળી રાખ્યો ઇન્દ્રે આસન હેઠે તક્ષકને.

મોરપિચ્છ પાછળ સંતાયા કવિજન કરતા નાહક બડબડ.
સિંહ ઉપર ચઢ.

*

પણિઓના પગ પાસે સરમા પેટ ભરીને સૂતી,
નવું શીખીને આવી છે આ નવા ઇન્દ્રની કુત્તી.

બધું પણ્ય ગણતા પણિઓ, હર ચીજની બોલે બોલી,
આખું મન આવરતી એક અફાટ હાટડી ખોલી.

કહો, ખરીદી શી કરશો? શેનાં કરશો વેચાણ?
દેહ? દેશ? મન? માનવી? પ્રીત ? પ્રભુ? કે પ્રાણ?

છપ્પન કોટિ ધજા ભુંગળ ઉદ્ધત આ મેલી વિદ્યાના ગઢ.
તું આગે બઢ.

*

કાદવથી લથબથ નજરો છે, અડે ત્યાં પડે ડાઘા,
ખાલીપાએ પહેર્યા રૂપેરી પડદાના વાઘા.

કોડ ભરેલી કુમારિકા ક્યાં શિશ્નટોચથી કૂદે?
યયાતિઓના આરસ પર સપનાનાં મસ્તક ફૂટે.

તન વેચીને વસ્ત્ર ખરીદે, મન વેચીને મોજ,
જાતથી આઘા જઈ ચલાવતા આ સહુ શેની ખોજ?

વળગી તો રતિ સળગી, આગ અશિવ આ બે આંખોની ઉજ્જડ.
સિંહ ઉપર ચઢ.

*

કણ્વાશ્રમમાં કોણ આ પેઠો, કહે, કણ્વ, હાજર કર,

ફળફળાદિ જે હોય તે ધર, ને શકુંતલા સાદર કર.

પછી જગોજગ માંડી એણે ગુરુપદની હર્રાજી.
તાપસનો ના તોલ, મોર-મૃગ મારો, જીતો બાજી!

ધન-ઘમંડ, સત્તા-ઘમંડ એ, – નર્યાં વૃકોદર પશુ,
એ વચ્ચે ક્રીડે ઓ એકલ, ધવલ હાસ્યભર શિશુ!

વ્યાસપીઠ પર વિદૂષક જેવા આરડતા અધ્યાપક અણપઢ.
તું આગે બઢ.

*

બે'ક પ્રહર પહેલાં કેવું પ્રગટ્યું'તું અહીં પરોઢ,
એક હતો સૂરજ, કૃશ, જેની ન'તી જગતમાં જોડ.

સૂર્ય તૂટ્યો ને સાત રંગમાં ખણણણ તૂટ્યા અમે,
પ્રલય-મેઘધનુ રૂપ અમારું, વળતું અમને દમે.

તોય નથી કોઈ વ્યગ્ર, નથી કોઈ ઉગ્ર, નથી કેસરિયો,
શબદ કાજ શિર દેતો ગુરુનો શીખ છે ક્યાં તરવરિયો?

– ભલે, હવે તો જ્વલે હાથ નરસૈં-ઝાળે, ઝળહળ જરૂર કરવો છે
પાછો, મા, તારો મઢ!
સિંહ ઉપર ચઢ.

*

તું રાષ્ટ્રી, વસુસંગમની તું, તું ચિકિતુષી સહુ પહેલી.
અંતઃ સમુદ્રના જળમાંથી નીકળ તું વહેલી વહેલી.

ઘણું અસુરું થયું, સરસ્વતી, બહુ એકલું લાગે,
પગ બાંધી રણ માંડ્યું છે, પણ વખત વિકટ છે આગે.

સાદ અમારો સાંભળ, મા, તારો અવાજ સંભળાવ,
મેધાવી, ઋષિ, બ્રાહ્મણ, સ્નેહ-કઠોર! તું ઉગ્ર બનાવ.

રુદ્રધનુષ્ય ઉઠાવ, બનાવી બાણ અમારાં, લઢ, માણસ માટેનું જુદ્ધ લઢ.
તું આગે બઢ.

*

શતપથ પર જન વેરવિખેર, એને હાંકે ઓ અંગિરા,
વધભવને વાળ્યાં વાગ્ધેનુધણ, બોલે ભાંભરાં.

નથી કોઈની આંખે આંસુ, નથી હોઠ પર હરફ,
દક્ષયજ્ઞમાં લોક આ ચાલ્યું, લઈ છાતીમાં બરફ.

શંખનાદ કર, ચાપ ચક્ર ધર, ભ્રૂકુટિ વક્ર કર, માતા,
તું જ દક્ષિણા, તું જ દેવદાનવમર્દિની, તું ત્રાતા.

ભગ્ન વેદિમાં પ્રજ્વળ પ્રોજ્વળ, સ્વાહા! તું ભરખંતી ભડભડ.
સિંહ ઉપર ચઢ!

*(૧૯૯૪)*

---

*નોંધ :*

*૧. શતપથ બ્રાહ્મણમાં એક કથા છે. અંગિરસ્ ઋષિએ યજ્ઞ કર્યો. બધાને યજ્ઞભાગ આપ્યો, કેવળ સરસ્વતીને નહીં. દેવીએ સિંહ ઉપર બેસીને યજ્ઞમાં ભાગ લેતા દેવો અને દાનવોને પરાજય આપ્યો અને અંગિરાને નસાડ્યા.*

*૨. વેદકાળમાં પણિઓ વ્યાપાર વિનિમય કરતા. ઇન્દ્રે પોતાની દૂતિ રૂપે સરમાને મોકલી. પણિઓએ સરમાને ક્ષીર આદિની લાલચ આપી, પોતાને અનુકૂળ અહેવાલ ઇન્દ્રને મળે, એવી વ્યવસ્થા ગોઠવવા સૂચવ્યું. મૂળ કથામાં સરમાએ પણિઓની વાત ફગાવી દીધી. ઇન્દ્રે પણિઓને દંડ દીધો.*

*૩. વાક્સૂક્તમાં સરસ્વતી કહે છે : 'અહં રાષ્ટ્રી, સંગમની વસૂનાં, ચિકિતુષી પ્રથમા યજ્ઞિયાનમ્', 'અહં રુદ્રાય ધનુરાનોમિ', 'અહં જનાય સમદં કૃણોમિ', 'યં કામયે તુમુગ્રં કૃણોમિ.'*

## ધોળી ધજા

ધોળી ધજા નહીં ધોળી ધજા નહીં ધોળી ધજા નહીં ધોળી ધજા નહીં.
એ કંઈ તારી મજા નહીં.

છો થઈ બન્ને ભમ્મર સફેદ,
નીચે બબ્બે આંખો કાળી,
નજર? – એક. બીકાળી,
જાણે
મારણથી માંચા તક અધ્ધર હોય ઉછાળી છેલ્લે
છેક છેલ્લે
છો છેતરાયેલા તો યે ખુન્નસવાળા વાઘે.
આઘે હતું તે આવ્યું આંગણે કટક, ભલે.
ભલે ભાંગ્યાં કમાડ, બૂરજ ભલે ઢળ્યા, ખૂટલ ખાટ્યા ભલે;
'લે, આ લે' કહી ધજા,
ધોળીધબ,
ધરે
કરે તારે
જો કોક
ધોળાધબ મોઢાળા,
ધરાર,
ધોળી ધજા ઝલાવે તને
અને ધકેલે, 'જા, સુલેહ કર',
સલાહ આપે શરણ માગ્યાની,
– તો આણ તને તારા માગ્યા મરણની
કે ઘા વાગ્યાની પરવા તનિક કર્યા વિણ ભચ્ચ
ઘુસાડજે અણિયાળો છેડો
બીજો છેડો
ધજા લાઠીનો
તારી પોતાની છાતીમાં વચ્ચોવચ્ચ.

– છત્ર ભલે ના તારું, છાતી સુવાંગ તારી. –
ઘચ્ચ,
ઘૂસતાં ધજા-લાઠીનો બીજો છેડો

ધધક્ ધધક્ ધક્, ધધક્ ધધક્ ધક્ અધધધ વહેશે લાલમલાલ
તારું લોહી.
લોહી રાતુંચોળ.
તારે પંજે ભાળી ધોળી ધજા લાજથી
લોહી રાતુંચોળ.
ખોબલે ભરી ખોબલે બમ્બ બમ્બ બમ્બોળ
ચોળજે
તરબોળ બોળજે
આખી ઝબોળજે
રણ રંગ રોળજે
લબડતી લાઠીને બીજે છેડે જે ધજા,
ધોળીધબ,
એને રાતીચોળ,
લાલમલાલ રંગજે!
એવી લાલલલામ
જાણે પાગલ ઘોડો, પાગ ભાંગલો, તો યે બેલગામ
હજી હણહણે, બટકાં ભરતો, હજી ઊછળતો, ઝાડઝાડ થઈ
નભને ભરતો, વનમાં માંચાથી યે એક મથોડું ઊંચો, ઝાડ ઘોડલો
પાગલ અણનમ
નેજો તારો
નેજો લાલલલામ
ફડ ફડ
ફાટ ફાટ ફાટ્યો,
ફાટલો લીરેલીરા
તો યે અણનમ
ને આખરનો નેજો તારો અણનમ.

એ આખરની
હોય મજા જે
એના સરખી
મરવા સરખી કોઈ મજા નહીં, ધોળી ધજા નહીં, ધોળી ધજા નહીં.
*(જૂન, ૨૦૦૧)*

## લડત

ફરી પેટાવો તાપણું,
પોષની આ રાતને એમ પડકાર્યા વિના નથી જીતવા દેવી.

કબૂતરો અને ચકલાં ઠૂંઠવાઈને મર્યાં પડ્યાં છે, રીંછો
લાંબા ઘારણમાં પોઢ્યાં છે, ઝાડ ચીમળાઈ ગયાં છે, એ સાચું.
પણ ચિત્તાઓ, વાઘ, સિંહ અને ગરુડબાજ
હજી યે ટકી રહ્યાં છે, એ ન ભુલાય.
ઠંડીના કાળા લોખંડની સાથે
પોતાની છાતીની બખોલમાંથી ચમકતો પથરો
કોણી સુધી હાથ ઘાલી નાભિ કનેથી ખેંચી કાઢી
ને ખટાક છરકતો અથડાવો એને ટાઢના લોઢા સાથે એવો
કે તણખ ઊઠે તાતી, રાતી-સફેદ.
વિચારવાનો વખત નથી આ, પેટાવો,
પેટાવો ઠૂંઠવાયલા ઝાડને, પેટાવો લાકડા જેવા થઈ ગયેલાં
ચકલાંનાં હાડપિંજરને, પેટાવો, પેટાવી દો આ આખી ય પાનખરને સડેલીને.

પોષની આ રાતને એમ પડકાર્યા વિના નથી જીતવા દેવી.
પવનનાં આંગળાં ઘોંચી એ આપણાં હાડકાંની ભીતરની હકીકતો
તપાસી લે છે.
રૂંવાડાંને અદશ્ય ચીપિયાઓથી ઝાલી, ઊભાં કરી, ઉઘાડી પડી ગયેલી
ત્વચાને અડકીને તાપમાન માપી લે છે.
ઠંડાગાર આખા આકાશનો ભાર લાદીને કરોડરજ્જુને બેવડ વાળી દે છે.
ચહેરો ચૂંથી નાંખે છે, આંગળે વાઢ મૂકે છે, શ્વાસ સસડાવી દે છે,
છતાં
છતાં ટકી રહ્યા છીએ!

હજી મારી નાખી શકી નથી આપણને આ રાત.
એટલે હજી (એની જીત થઈ હોય તો પણ) આપણી હાર થઈ નથી.
ફરી પેટાવો તાપણું રાતા રંગના ઝંડા જેવું; ઝળહળ લહેરાતું.
હયાતીને વીંધીને આપણી આરપાર નીકળી જાય છે
આના તીણા લાંબા શોધતા સોયા
ને તો ય આપણી અંદર ક્યાંક સળગતું, ધૂંધવાતું તણખાતું એક લાકડું

એને હાથ નથી લાગતું, ક્યાંક પેટી ઊઠેલું ક્યાંક ખોપડીમાં, કે પેટમાં,
કે જાંઘ વચ્ચે, કે આંખો વચ્ચે, કે જીભ ઉપર, કે ડૂંટીમાં, કે ક્યાંક,
ક્યાંક... ક્યાંક...

આ રાત
કેમ કરતાં બની ગઈ પોષની રાત? અષાઢની
અવાજો, તેજ ઝબકાર અને પાણીદાર આકાશવાળી ગીચ રાત કેમ કરતાં
બની જાય છે વૈશાખની પડ્યા પવનવાળી ખાલીખમ મોટ્ટી
પહોળી તારા ઊભરાતી રાત? ને વળી એમ કેમ કરતાં
પલટાઈ જાય છે આ ભૂખરા રંગના જંગલી ભૂંડ જેવી દાંતોડિયા
અને ટાઢા ગોળ નાકવાળી પોષની રાતમાં?

ના, નથી આ કોઈ અકસ્માત.
છે, આ યે છે રાતની એક સત્તા,
આ યે છે એક છે-કાર.
સ્વીકાર એના સત્યને, ભાઈ, ને ટકરા એની સાથે
પૂરી જાણકારીથી.

ગાંગરી ઊઠે હડબડ ઊભું થતું કોઈ
ઊંટ, જાડા હોઠ દાંત આડેથી તાણી ખેંચતું, લાંબી ફલાંગોમાં
પગ ચારે ફંગોળતું, મટોડિયા નદીનાં બંધતૂટ્યાં પૂર
જેવી મેલી જાજરમાન ખૂંધ ઉછાળતું, થૂંક ઉરાડતું, ડોક લંબાવતું,
બચકાં ભરવા જે ઝડપાય તેને, ને ગાંગરતું, ફરી ગાંગરતું,
ગંધારું જાણે ચીડિયું ઊંટ,
તેવી આ રાત એકલી આકાશના મેદાનમાં દોટ મૂકે છે ને
આઘાપાછા થઈ ગયા છે તડકો, સૂરજ ને ઉનાળો.

ત્યારે ખેંચ
એની પડખે દોડીને ચપળતાથી ખેંચ આ ઊંટડીના નાકમાં
પરોવેલું ને જમણે પડખે લબડતું ધુમાડાનું વળ ખાતું દોરડું
ખચાક ખેંચ એના ચિરાતા નાકમાંથી લાલ સૂરજનો
દફડો પૂરવના પરોઢિયે ઊભરાય એવા જોરથી ખેંચ.
આ રાત
અકસ્માત નથી, ભૂલમાં નથી પડી, ભાગ છે
આ રાત ભાગ છે વરસનો.

ફાગણ જેવો, જેમ શ્રાવણ
તેમ પોષ. એક ભાગ છે વરસનો.
ભ્રમ નથી.
સાચ છે.
સ્વીકાર.
પડકાર.
છે એ ને છે તું યે, છે-છે-કાર.
ન જે-જે-કાર. બસ, છે-છે-કાર. વાર
લગાવ તોળીને તારું વજન આખું તારા પગના પહોંચા પર, ધારદાર.
પણ આ રાત અશરીરી, બસ હવા, ટાઢ, બે ડંકા, ને અંધકાર.

કઈ રીતે પડકારીશું આને,
આના સત્યને, આના સ્વરૂપને?

જાણે
પાણીમાં ઠોકવાનો છે ખીલો,
છરો ભોંકવાનો છે જાણે ઝેરી ગેસના ગોટાની છાતીમાં,
જાણે બહેરા-બાવરા કરી નાખતા હાંકાના નગારિયા અવાજમાં વાઘણે
ડાચાના દાંત ને પંજાના પોલાદી નખ ખૂંપાવી દેવાના છે, પણ કઈ રીતે?
આ રાતનો જીવ આ અંધારાના અફાટ પીપળાની ડાળે ડાળે
ખીચોખીચાયેલા લીલાલીલા પોપોપટોના ઝુંઝુંડમાંથી કોઈ એએક
પોપટની ડોકના મરોડમાં પેસી લપાયો છે ને એ મરોડને મરડીને એક
ફેરા મારી નાખવાની છે આ ચૂડેલ રાતને, પણ ક્યાં? ક્યાં? છે ક્યાં
એ મરોડ? કયા પોપટની ઊડાઊડ કરી મૂકતા એક સરખા ઝુંડમાંથી
કઈ લીલાશમાં? કઈ રીતે તારવું એને અલગ આ અફાટ પીપળાનાં
અસંખ્ય ખડખડતાં પાંદડાંની આડશે ઊભરાતી બહુલતામાંથી? ક્યાં છે
આ માયાવી રાતનો જીવ?

ચાહે ત્યાં હો, ચાહે તે થાઓ, ચાહે તે સમસ્યા પ્રહેલિકા આવો કથાકાશની
પણ ભ્રમ નથી, સાચ છે આ પોષની રાત, આપણી સામે
ને પોષની રાતને એમ પડકાર્યા વિના નથી જીતવા દેવી આજ.

વાગશે, ઉગમણે સીમાડે હમણાં જ વાગી ઊઠશે ક્રુમકે આવતા
સૂરજનારાયણના ઘોડાના ડાબલા,

દેખાશે, બે ગાઉ દૂરની હમણાં જ દેખા દેશે ફાગણની હોળીના
હૂંફાળા ભડકા,
મહેકશે. બસ આ જરા વારમાં મહેકી ઊઠશે ઊના ઊના ભોજનની
છાતીભરીને સોડમ.

પણ
જો કદાચ
એમ ના યે બન્યું
ને વખત છે ને
આપણા આ તાપણાને બુઝાતું રોકવા ન રહ્યું લાકડાનું છેલ્લું છોડિયું યે
તો ઊગજો
ઊગજો ખંભાની ઉપર સહજપણે સળગી શકતો
માથા કરતાં ય મથોડું ઊંચો ઊઠતો નાચતા નરસૈંયાનો અણનમ હાથ.
પણ પોષની આ રાતને
નથી જીતવા દેવી આજ...

*(૧૩-૧૪ જાન્યુઆરી ૧૯૮૫)*

**બામિયાન બુદ્ધ**

મૂર્તિ ન હોત
ને હોત જો એ જાતે
તો યે એમ જ ઊભા હોત:

પદ્મલોચન
શાંતમુખ
લહેરાતો આંચલ
સ્મિત મંડિત હોઠ
વરદ હસ્ત
નિર્ભય મનુષ્ય.

*(૨૦૦૨)*

## ઝાંપો

મારા ગામનો એક ઝાંપો હું ઉઘાડી આવ્યો છું.
બહારવટિયા આવવાની કોઈ વકી નથી
મને કોઈએ દગો રમવા માટે કંઈ લાંચ આપી નથી
તો પણ.

રાત પડી છે
ગામના લોકો લાલટેન ધીમે ધામ બુઝાવવા માંડ્યા છે ને ઠેરઠેર
અંધારામાં સળગતી બીડીઓ ધીમે ધીમે સળગી જાય છે
પૂરેપૂરી ને આ ઠંડીમાં તાપણાની પાસે રઝળુઓ સૂઈ ગયા
પછી તાપણા પણ રઝળુઓની પાસે સૂઈ જાય છે ધીમે ધીમે
– અને કૂતરાઓ.

રાત પડી છે
અને આકાશમાં જાણે જાદુઈ અદાથી ઝપઝપ
તારાઓ દેખાવા માંડ્યા છે, એક આ?
એક ત્યાં? એક ત્યાં? – મજા આવે છે.

મારા ગામનો ઝાંપો અહીંથી દેખાતો નથી.
કદાચ એ તરફનો રખેવાળ બંધ પણ કરી આવ્યો હોય
આ કોણ ભુલકણું બેવકૂફ... એમ બોલતો બોલતો
પણ મેં તો જાણી જોઈને ઝાંપો ઉઘાડો રાખ્યો હતો
– જો કે કોઈએ મને લાંચ નહોતી આપી, કે ધમકી કે વચન.

તો યે હું યે પેલો રખેવાળ બબડ્યો હશે
તે શબ્દો બબડી લઉં છું : ભુલકણું, બેવકૂફ...

વળી એક તારો ઊગે છે...
પણ ઝાંપામાંથી કોઈ આવતું નથી.

*(૧૯૭૮)*

---

*'વખાર' (સિતાંશુ યશશ્ચંદ્ર, ૨૦૦૯, પ્ર. આર.આર. શેઠની કંપની)માંથી સાભાર.*

## ખાલીપો

ખૂબ થાકેલું
નાનું માથું
મારા ખોળામાં મૂકી
કાચી ઊંઘમાં ઢળ્યો
કોઈના ગયા પછીનો
સાવ એકલો ખાલીપો.
આંગળીઓ પસવારતી
એના ખરબચડા વાળમહીં
ગાતી સપનાભરી એક લોરી
હું ઘણું ય કરતી કે શાંત થઈ
બસ એક આજની રાત પૂરતોય
સૂઈ જાય.
પણ રહી રહીને ખોલી આંખો
મને જોઈ રહેતો
રોજ કરતાં થોડો ઢીલો
થોડો ગુમસૂમ, જરી ધૂંધળો.
પાંપણ લગી આવી અટકેલાં
ડળક ડળક આંસુ બોર જેવડાં
ગળી જઈ અંદર
પાછી મીંચતો આંખો.
કદાચ આ લાઇટને કારણે ઊંઘ નહિ આવતી હોય
કહી મેં ઓલાવી નાખ્યા સૌ દીવા
પંખો થોડો ધીમો કર્યો
એક પાતળી ચાદર ઓઢાડી જોઈ.
ઘડીક ટૂંટિયું વાળે ને તાણે ચાદર માથે
ને ઘડીક માથું આમ-તેમ કરતો
લાત મારી ચાદર ફગોળે.
પડખાં ઘસતો
સળવળતો

અંધારામાંય ઘડીક ના જપંતો.
આખી રાત જડવત સોફામાં કાઢી
લઈ ખોળામાં એને
ત્યારે માંડ જઈ પરોઢિયે
સૂતો હજી
ત્યાં તો દૂધવાળાની
દરવાજે ઘંટડી પર ઘંટડી
ને ઝબકી
મૂકતો પોક
બાઝે સજ્જડ મને પાછો
કોઈના ગયા પછીનો
આ સાવ એકલો
ખાલીપો

**દિવસ**

હું હવે
સભ્યતાને નેવે મૂકી
દિવસની નગ્નતાને જોઉં છું.
અહીંયાં મારી સભ્યતાને તોલવા મૂલવવાવાળું
કોઈ નથી
હું અને એ
સાવ એકલાં છીએ.
મારા એક ઉચ્છ્વાસે ઊડી જાય છે
એના શરીર પરનું રેશમી પોત.
ઢોળ ઊતરી ગયા પછીના
માના મંગળસૂત્ર જેવું એનું શરીર
એમ સંતાઈ હતી જે હજી લગી
એ બધીય ખોડખાંપણ હવે જોઉં છું.
ચીમળાયેલી છાતી
કમર પર મોટો મસો
જાંઘ પરનું લાખું
ને એક દૂઝતો ઘા

બે પગ વચ્ચે.
ઝૂકેલી આંખે એ ખોતરે છે જમીન
કે નીકળીને આવે અંધારાં
ને ઢાંકી દે એના આકારને.
આમ ધોળે દહાડે સાવ ઉઘાડો
એ કોઈનીય આગળ ઊભો નથી.
પુરુષ થઈને ફર્યો છે હંમેશાં
આમ સ્ત્રીની જેમ લાચાર
એ પહેલાં ક્યારેક થયો નથી.
શરમ એટલી છે એને
કે મારી આંગળીઓ
એના શરીરની જાણે
આરપાર થતી લાગે છે.
પણ મારા હાથમાં જે પ્રેમ છે
એનો અહેસાસ પણ એને થાય છે.
ધીમી ધીમે
હું એનાથી
ને એ મારાથી ટેવાય છે.
એક ક્ષણ
આંખો મળી જાય છે
ને ફરી નીચે ઢળી જાય છે
ને એ ક્ષણમાં કોણ જાણે કેટલીય
સમજણોની આપ-લે થાય છે,
ધીરે ધીરે
એકમેકના ઘાવોની
સરખામણીય થાય છે.
એનો હાથ મારા શરીર પર
એવા જ પ્રેમથી ફરતો થાય છે.
છેવટે આટલે આવીને
દિવસ જાણે
મારો પોતાનો થાય છે.

## રાત

એક રાત છે
જે થંભી ગઈ છે
ઘેર જવાની ઉતાવળમાં દોડતાં
ગાડીનાં પૈડાં તળે
કચરાઈ ગઈ છે.
ડ્રાઇવર ફરાર છે.
કપાયેલા પગ લઈ
રસ્તા વચ્ચે
લોહી નીંગળતી રાત પડી છે.
એકાદ બે સપનાં
રસ્તા પરથી પસાર થતાં
ત્રાંસી નજરે જુએ છે
સાવ પાસેથી પસાર થતાં
થોડાં ધીમાં થાય છે પગલાં
ને પછી ઝડપભેર આગળ ચાલ્યાં જાય છે
એક પછી એક સપનાં
ડચકારતાં મનમાં.
વિચારોની એક ટુકડી
રસ્તાને ધારે ઊભા મારા ઘરમાં
ઘૂસી આવે છે લેવા
મારું સોગંદનામું,
ઓળખતા'તાં?
ખૂન હતું કે આત્મહત્યા?
કે અકસ્માત?
તમે ક્યાં હતાં?
સાંભળ્યા'તા અવાજો– બ્રેકના,
ગાડીના, ટાયરના, કોઈ ચીસ?
બારી પર દોડીને ગયેલાં?
શું જોયેલું?
ગાડીનો નંબર ખ્યાલ છે?
ડ્રાઇવરને ઓળખી શકશો?
એમ્બ્યુલન્સ કેમ નહીં બોલાવી?

પોલીસને તો ફોન કરતાં...
પછી ટુકડી રાતને ઘેરી વળે છે
પાસે જઈ જઈ જુએ છે
ફોટા પાડે છે
શોધે છે કારણો,
પુરાવા હોવાનાં,
સરનામાં,
નંબર કોઈ ઓળખીતાના
એના ગજવામાં.
થોડી વારમાં બીજી ટુકડી આવે છે.
એમ્બ્યુલન્સ કે શબવાહિની
હું ખાટલામાં પડી પડી સાંભળ્યા કરું છું
ધીમે ધીમે શમતા અવાજો
ને વધુ ને વધુ પડઘાતા કણસાટને
હંમમમમ... હંમમમમ... હંમમમમ... હંમમમમ...
આ તમરાં છે કે રસ્તે પડી રાત?
વિચારતાં વિચારતાં
ક્યારે આંખ મળી ગઈ યાદ નથી
સવારે ઊઠીને તરત દોડીને
બારી પાસે જાઉં છું
તો રસ્તા પર એનું નામોનિશાન નથી
દરવાજો ખોલી
છાપાં લઈ
ઊથલાવું છું કોરાં પાનેપાનાં
કાલની ઘટનાની
કોઈને જાણ સુધ્ધાં નથી!

## રાકેશ દેસાઈ * કાંડું

ખરેલાં, જમીન પર પડેલાં સૂકાં-પીળાં પાંદડાંઓમાં
સરી આવતા પવનથી થતા
અફળાટ-સળવળાટ-ખખડાટ
જેવી શંકા તો હતી,
પણ ખાંભીના પથ્થર જેવી સાબિતી
અનિવાર્ય હતી.
ડોક્ટરે સામે પલંગ પર ઝૂકીને
એના કંતાઈ ગયેલા કાંડાની, આમેય બહાર ઊપસી આવેલી ભૂરી નસ પર
આંગળી મૂકી –
એક ચિત્તે –
કદાચ હજી પડી ગઈ ન હોય એવી ક્ષણ માટે
સમયના ફાટી ગયેલા ખીસાને ફંફોસતા હોય તેમ.
નાનપણમાં શરદીમાં ગરક
મારાં નાક-છાતી હવાતિયાં મારે ત્યારે
વિક્સ ચોપડતો-ઘસતો આ હાથ
મને ડૂબતાંને શ્વાસ આપી જતો,
ને સાથે એની ચકરાતી બંગડીઓનું હાલરડું રણકતું.
ને બહારગામની નવીસવી નોકરીમાં રજા મળતાં જ
અંધારું ડહોળીને ઘરે આવી પહોંચું
ત્યારે અડધી રાતે રોટલી વણતા, ગરમ ફુલાવતા આ હાથ
ઉજાગરાનો પ્રસાદ વહેંચતા,
ને સાથે એના હવે વધુ પાતળા થઈ ગયેલા કાંડે
બંગડીઓની ચઢાવ-ઉતાર થતી રહેતી.
ડોક્ટરે એની સુકાયેલી, બેસી ગયેલી છાતીના
ડાબા ભાગ પર સ્ટેથોસ્કોપ દબાવ્યું–
સ્મૃતિની પેલે પારનું સ્વર્ગ
જ્યાં આ જ ઈશ્વરે વહાવેલા અમૃતને મેં ધાવ્યું હતું–
ને પછી એમની આંગળીએ એની અધખુલ્લી સ્થિર આંખનાં પોપચાં ઊંચક્યાં
તો હમણાં જ આથમેલા સૂર્યની લાલાશ ડોકાઈ.
એ ડોળામાં અગાઉ મૂળભૂત દર્શન હતું –
મારા સુખે એનું સુખ, મારા દુઃખે એનું દુઃખ

ડોક્ટરનો અવાજ સંભળાયો:
'શી ઇઝ નો મોર.'
છૂટેલા, ખૂટેલા ધારણના મારણની જો આ બ્રહ્માંડમાં
ભીખ મળી શકે તો!
હું તાકી રહ્યો એને પથારીમાં,
'એ હવે નથી', 'પણ એવુંયે નથી'ની વચ્ચે
ઊછળ્યા પછી ઊભા પડેલા સિક્કાની જેમ.
ડોક્ટર મારા ખભાને અડક્યા.
હું
ધ્રૂજતા હાથે
સામે પલંગ પર પડેલા શરીરના
અડવા, સૂના
કાંડાને અડક્યો.

## રમણીક સોમેશ્વર * બે કાવ્યો

### અરીસા

મારી
ચારેબાજુ ગોઠવેલા
અરીસા
ભરડો લેવા લાગ્યા છે
મને
તણાઉં છું
ખેંચાઉં છું
ડૂબકાં ખાઉં છું
અરીસામાં છલછલતા તળાવમાં

પાંખો ફેલાવી
આકાશે ઊડતા
ગરુડનો પડછાયો
ઢાંકે છે મને
અને લઈ જાય છે
અરીસાના ઊંડાણમાં

આગિયા જેવા અરીસા
ઊડતા રહે છે
એક ડાળથી બીજી ડાળ
એક ઝાડથી બીજે ઝાડ
ને હું
મારી અંદર
દટાઈ ગયેલા જંગલને
શોધ્યા કરું છું

જંગલ
કદી કોઈ અરીસાને
ગણકારતું નથી
એ વાતની ખાતરી કરવા

હું
ભટક્યા કરું છું
અરીસામાં ફેલાયેલા
જંગલમાં.

**એક કાવ્ય**

વાદળીએ
ઢાંકી દીધો સૂરજને અને
મારા ટેબલ પર
વરસાદ ઊગ્યો

વાદળી હઠી
અને
દાવાનળ પ્રકટ્યો

દાવાનળની ઝાળમાંથી
તણખા થઈ ઝર્યા
આદિમ ભાષાના
અક્ષર

નીકળી પડ્યો હું
તીરકામઠું લઈને

હરણ ભાળી
ફાળ ભરી
ત્યાં
હરણની આંખનું
તીણું આકાશ
ખૂંપી ગયું
મારી છાતીમાં
અને હું
તરફડતો રહ્યો
સાવ ખાલી પડેલા
મેદાનમાં

## રમણીક અગ્રાવત * ભરોસો

આ સાંજના પવનને
હું સ્પર્શથી ઓળખું છું.
આ ઘડીએ, અહીંથી ફરકડી લઈને
એ કઈ તરફ વળશે
એની મને જાણ છે.
પણ મારી પાછળ પાછળ
મારો પડછાયો કચડતા આવી રહેલા માણસનું
કંઈ નક્કી નહીં.
મારા પડછાયાને કચકચાવીને રગદોળતો
એ કઈ ઘડીએ શું કરે.
કશું ન કહેવાય.
શક્ય છે આગળના વળાંકે
હું ફંટાઈ જાઉં તે પછી
બથાવીને લઈ જાય એ મારો પડછાયો
અને એની શી વલે કરે
એ તો એ જ જાણે!
સાંજે સાંજે ચાલવા નીકળું
ત્યારે હું સાચવીને ચાલું છું.

આવળ ઝૂડો
બાવળ ઝૂડો
બોરડીઓના મારગ ઝૂડો
સેરસપાટો કરતાં કરતાં
ફર ફર ઝૂડો
થર થર ઝૂડો
મર... મર... ઝૂડો
ઝૂડી ઝૂડીને છેવટ તો બસ ઝાપટ ઝૂડો
વધુ વધુ તો વંઠેલા કોઈ વાવડ ઝૂડો
એમ નરી આ ઝૂડાઝૂડી શબ્દોની કૈં
તાંસળીએ તલભાર પડ્યું ના તાવડીએ કૈં
તોય માનતા ફાંટ ભરીને
ગાંસડીએ કૈં બાંધી લીધું આભ ભરીને
આભે આભે અટક્યાનું ઓસાણ નથી કૈં
હળવા હાથે ઝાકળિયાનું નેવું ઝાલી
નેવે નેવે ધાર થયાની જાણ નથી કૈં
ધારે ધારે પલળ્યાનું પરમાણ નથી કૈં
તો ય લબાલબ પરમાણો કે પરમાણ્યું છે!
કરી કવિતા કાળજ પાડ્યું કાણું છે!!

કાણેકાણે મૂકી કોડિયાં વાટ કોઈ પુરાણી ક્યાં છે?
વાટ ઉપર ઝબકારે જીવતર – ધૂણી ક્યાં છે?
ધૂણો ધબૂકે
નાદ રણુકે
નાદ ચડ્યો ધબકાર તડૂકે
આખ્ખેઆખી જાત લબૂકે
એવું કોઈ દિ' આવી પૂગ્યું ટાણું ક્યાં છે?
તો ય ધડાધડ પરમાણો કે પરમાણ્યું છે!
કરી કવિતા કાળજ પાડ્યું કાણું છે!!

કાળજ કાળજ ગાતાં ગાતાં કાળા થૈને

ભરઉનાળે ટેકભર્યાં હેમાળા થૈને
સિસકારાની રાખો ના કૈં સાડાબારી
હળવે અક્ષર હાલ્યા કરતી હોકાબારી
હોકે હોકે ઘૂંટ અમલના
જોયા કરીએ તાલ સકલના
તડ તડ તડ તડ તડ તડ તડ તડ ત્રમકે તણખા
રેઢાં મેલી બહારભીતરનાં માનઅભરખા
ઘેરાતી રેલાતી ફૂંકે ગાયું કોઈ દિ' ગાણું ક્યાં છે?
કાળજનું ભરપૂર હજુ તરભાણુ ક્યાં છે?
તોય સટાસટ પરમાણો કે પરમાણ્યું છે!
કરી કવિતા કાળજ પાડ્યું કાણું છે!

તરભાણે તાંદુલ નથી કે તોફાનો કૈં
મ્હોરા વિના ક્યાં જોયો છે ચ્હેરો પણ પોતાનો કૈં?
ઠાલેઠાલા શબ્દોનાં કરતૂત કથોલાં
ખાય અહીંથી સામે કાંઠે જૂઠાં ઝોલાં
ઝોલેથી અસવાર કૂદીને
તડાક કરતો તાર છૂંદીને
તારે તારે રસની સૌ રસલ્હાણ ગૂંદીને
કહોવાયેલો
ત્રોફાયેલો
રઘવાયેલો
ટૂંપાયેલો
ટીપે ટીપે ટપક્યા કરતી તરસ્યાઓની તાણ ખૂંદીને
તાણે તાણે ખેલાતું ધીંગાણું ક્યાં છે?
તો ય ફટાફટ પરમાણો કે પરમાણ્યું છે!
કરી કવિતા કાળજ પાડ્યું કાણું છે!!

ધીંગાણે હોમાય હઠીલી હડિયાપાટી
લોહી સોંસરી થાય શબદની આટાપાટી
પાટેથી પરખાય ચીલાના ચાતરનારા
વંટોળે પણ ગાય અગનને જોતરનારા
આગ ઓલવો
ઝાળ ઓલવો

ઝાળોના લસકાર ઓલવો
રૂંવે રૂંવે રાગ ઓલવો
એ પછી પણ ભીતર ભડભડ બળતું રહેતું છાણું ક્યાં છે?
તોય ધડાધડ પરમાણો કે પરમાણ્યું છે!
કરી કવિતા કાળજ પાડ્યું કાણું છે!!

કરી કવિતા કાળજ પાડ્યું કાણું છે?
કે શબ્દોની હાટડીએ બાંધ્યું થાણું છે??

કરી કવિતા કાળજ પાડ્યું કાણું છે?
કે નેવુંની પહેલાં તમે લખ્યા નવ્વાણું છે???

કરી કવિતા કાળજ પાડ્યું કાણું છે?
કે પરબારે તૈયાર થયેલું ભાણું છે????

કરી કવિતા કાળજ પાડ્યું કાણું છે?
કે વિધવા બાઈએ જાણે આણ્યું આણું છે?????

હેમંત ધોરડા * ચાર ગઝલ

૧ અમે શું રેતનો ઢગલો છીએ કે લાત મારો તો તરત વીખરાઈ જાશું
અમે પાણો છીએ એક લાત મારી તો જુઓ તમને અમે સમજાઈ જાશું

અમે તો વહેણ છીએ ધસતું ને ધસમસતું ને રેલાતું ને રેલાઈ જાતું
અમે શું નાનુંમોટું ઝરણું છીએ કે તમે રોકો તો ત્યાં રોકાઈ જાશું

અમે તો મૂળિયાં છીએ હલાવી હલમલાવી શકશો નહિ કેમેય અમને
અમે શું પાંદડું છીએ તમે શું ફૂંક મારો તો અમે ગભરાઈ જાશું

અમે આંખોમાં આંખો નાખી પૂનમરાત જેવી વાત અજવાળી જ કરીએ
તમારી કાળી વાતોમાં અમે શું આંખો મીંચી લેશું ને ભરમાઈ જાશું

અમારી સાફસૂથરી કેડી બારોબાર ખળખળ પર અમે કંડારી લઈએ
તમારા ધૂળિયા વગડાના ફૂવડ ફાંટેફાંટે શું અમે ફંટાઈ જાશું
*(છંદવિધાન : લગાગાગા લગાગાગા લગાગાગા લગાગાગા લગાગાગા લગાગા)*

૨ જેટલી રીતે એ ભરમાવી શકે ભરમાવશે
મહોરું પણ બદલાવશે એ ચહેરો પણ બદલાવશે

એનું મોઢું કંઈ કહે ને એની આંખો કંઈ બીજું
ગૂંચવે તમને વધારે એમ એ સમજાવશે

એ ફરી જળ ને તમે પાછા ગળું સુકાયલું
એ ફરી તરસાવશે તમને ફરી તરસાવશે

નીકળે એની ગલીથી એ ગલી પણ એની છે
અહીંથી નીકળી ત્યાં જશો તો ત્યાંય એ રખડાવશે

એને ક્યારે એના શબ્દોની કશી કિંમત હતી
પોતે રેખા દોરશે પોતે જ એ ઉથલાવશે
*(છંદવિધાન : ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાલગા)*

૩ હતો સંબંધ ત્યારે માટી ને પાણી સમો હતો
કમળ ને જળ સમી નમણાશથી પૂરો થવા દીધો

હવે થોડો જ ઊગવાનો છે એની આંખમાં ઉજાસ
હવે ફળવાનો છે ક્યાં રાતમાં એનો ઉજાગરો

જરા પણ ધૂળ ચોંટે એવી ક્યાં વાત જ કશી હતી
હવા પણ એણે ખંખેરી અને એ પાંસરો ગયો

બહુ બાંધ્યા શબદ એણે લિપિના વળવળાંકથી
હવે હોઠો ભીડીને મૌનનો સીધો લીટો કીધો

સ્મરણ તો ભાત પાટણનાં પટોળાંની ફીટે નહીં
હવે બસ ભાત છે એ છે ને છે વડલાનો છાંયડો
*(છંદવિધાન : લગાગાગા લગાગાગા લગાગાગા લગાલગા)*

૪ પહેલાં તો હોઠના ખૂણે મને રમવા દીધો
દાંતથી એણે પછી ખૂણે મને બહુ દાબ્યો

ઊડવા લટને મળે એવડું નભ દીધું કદી
કંચુકીમાં કદી તસતસ મને બાંધી દીધો

ટેરવાંનો એ લસરકો કટિથી તે કટિ લગ
થોડો થોડો ફરી થોડો ફરી થોડો થોડો

આમ સાથળ તે સુંવાળા કે નજર લપસી પડી
આમ બરછટ તે હથેળી કે સમય અટકી ગયો

ઢાળ ઢોળાવ જીવનના હસીને સ્વીકાર્યા
ઊજળો એના નિતંબોથી આ વેળા ફેરો
*(છંદવિધાન : ગાલગાગા / લલગાગા લલગાગા લલગાગા ગાગા / લલગા)*

## અવિનાશ પારેખ * ત્રણ કાવ્યો

૧

યાદ રાખજે–

બધાને
બહુ બધું
આપી દીધા પછી
વધેલું
શૂન્ય
આપજે મને.

હથેળીમાં
રિક્ત વળાંકોના પૂર
હોય છે મજાના
કારણ કે એમાં કાંઠા તોડીને
વહે છે ચારેકોર
ખાલીપો.

ભીતરને ભરવા
છલોછલ કરવા
ઊભરતું હોય છે મૌન

આકાશમાં
અવકાશના
તરંગ-વર્તુળ
વધારે વિશાળ હોય છે
ક્ષિતિજની સીમાઓથી.

જાણું છું–
હામ જોઈએ
કાંઈપણ
ન મેળવવા.

ભૂલી જજે બધું જ.

૨

ઓરડાના અંધારા સામે
ઝઝૂમે છે
પ્રકાશનાં કિરણ.

સતત.

દીવાની જ્યોત
સ્થિર થવા
પ્રયાસ કરે છે
પણ...

ફરકતી જ્યોતમાં
બધું જ
વરતાય જુદું.
સાવ જુદું.

દીવાલ પરનો
અરીસો
શ્વેતશ્યામ
ચહેરાના તાણાવાણામાં
નવાં નવાં
ચિત્રો વણે.

અચાનક-
અરીસો કાળો ધબ્બ.

અરીસાપણાનો
આવો
પરાજય

ઝળહળ દગો છે
મારા હોવાપણાનો.

અંધારું
મને ઘેરે છે

ચોમેર.

૩

કોણ
જાણતું હશે?

રેતીમાં
ઊભરાતી વરાળમાં
જે
આકાર સર્જાય છે
ક્ષણેક્ષણે
એ
શેના છે?
કોણ
જણાય છે એમાં?

આમ તો
રેતીને હોય
ભીનાશ સાથે
આડવેર
છતાં....

ભીનાશ ઓઢેલા
ભીતરી વિશ્વની લીલા
કોણ સમજી શકે?

રણ,
દરિયો, સરોવર, ઝરણું
કે પછી આંખ

આ સર્વેની
આસપાસ જોઈ શકાય
પણ
આરપાર?

પાર કોણ
જાણી શકે?

## કેટલાંક ડુંગળીકાવ્યો

**પાબ્લો નેરુદા * ડુંગળીને સંબોધન**
*નોબલ વિભૂષિત ચિલી કવિ – રાજનીતિજ્ઞ (૧૯૦૪-૧૯૭૩)*
અનુવાદ : **હરીશ મીનાશ્રુ**
*મૂળ સ્પેનિશ પરથી સ્ટીફન મિશેલના અંગ્રેજી અનુવાદના આધારે*

ડુંગળી
ઝળહળતો કૂજો
પાંદડીએ પાંદડીએ
સર્જાયું છે તારું સૌંદર્ય
સ્ફટિકનાં ભીંગડાંએ તારો વિસ્તાર કર્યો
ને શ્યામલ પૃથ્વીની ગુહ્યતામાં
ઝાકળ થકી તારું ઉદર વિકસ્યું ગોળાકાર.
પૃથ્વીની ભીતર
થયો ચમત્કાર
ને જ્યારે તારા વિચિત્ર હરિત દંડે દેખા દીધી
ને તારાં તલવાર સદશ પર્ણ પ્રગટ થયાં
ઉદ્યાનમાં
એફ્રોડાઇટનાં સ્તનોને ઊંચકતા દૂરના સમુદ્રની જેમ
તારી નિર્વસ્ત્ર પારદર્શકતા દર્શાવીને
પૃથ્વીએ ઢગલો કર્યો એની ઊર્જાનો
એ જ રીતે પૃથ્વીએ
મેગ્નોલિયાની આવૃત્તિ રચતાં
તારું સર્જન કર્યું, ડુંગળી
એક ગ્રહ સમાન વિશદ
ઝગમગવાની જ જેની નિયતિ
નક્ષત્ર નિરંતર
રંકના મેજ ઉપર
જળનું ગોળ ગુલાબ.
ઘા કર્યા વિના તું અમને રડાવે છે
જે કૈં અસ્તિત્વ ધરાવે છે તે સકળની મેં પ્રશસ્તિ કરી છે
પણ, મારા માટે, ઓ ડુંગળી, તું

ઝળાંહળાં પીંછાવાળા પંખી કરતાંય
વિશેષ સુંદર છે
સ્વર્ગીય ગોળો, પ્યાલો પ્લેટિનમનો
અચલ નર્તન હિમાચ્છાદિત એનિમોન પુષ્પનું
પૃથ્વીની સૌરભ વસે છે
તારી સ્ફટિકમય પ્રકૃતિમાં.

**વિસ્સાવ શિમ્બોર્સ્કા * ડુંગળી**

*નોબલ વિભૂષિત પોલિશ કવયિત્રી, નિબંધકાર, અનુવાદક (૧૯૨૩-૨૦૧૨)*

અનુવાદ : **રાજેન્દ્રસિંહ જાડેજા અને હરીશ મીનાશ્રુ**

*મૂળ પોલિશ પરથી સ્ટેનિસ્લો બારાંકઝાક અને ક્લર કેવેનાઘના અંગ્રેજી અનુવાદના આધારે*

ડુંગળી, કે જે હવે કશુંક બીજું જ છે.
એને આંતરિક અવયવો તો છે નહીં.
અન્ય કશું જ નહીં, શુદ્ધ ડુંગળીપણું
ઊભરાય છે આ ધાર્મિક ડુંગળીપંથીમાં.
અંદરની બાજુ એ ડુંગળિયાળી
ને અનુસરે પોતાના જ પૈશાચિક ડુંગળીત્વને
આપણાં માનવીય આંસુ વગર.

આપણી ત્વચા તો માત્ર અંચળો છે
એ પ્રદેશ માટે, જ્યાં કોઈની દેણ નથી કે જાય –
એ આંતરિક નરકાગ્નિ
એ શરીરસંરચનાનો શાપ
એક ડુંગળીમાં હોય છે કેવળ ડુંગળી
નખશિખ ડુંગળી
ડુંગળિયાળી ઘેલછા
સર્વાનુમતે સધાયેલી સાર્વત્રિક નગ્નતા.

એ છે શાંત, જે બનેલી શાંતિની
અંતરથી વિશ્રાંત.
એની ભીતર વસે બીજી, એનાથી જરા બચુકડી ડુંગળી

મૂલ્ય જો કે એનું એટલું જ.
બીજીએ ઝાલી રાખી છે ત્રીજી
ત્રીજીમાં સમાયેલી છે ચોથી
કેન્દ્રગામી સૂરવૈવિધ્ય
સંકુચન પામેલી બહુસ્વનતા

પ્રકૃતિની સર્વાધિક સાફલ્યગાથા
એની સૌથી વધારે ગોળમટોળ ડૂંડ
ડુંગળી ધારણ કરે
સ્વયંનાં પ્રભાવલય
આપણી કને તો નસો, જ્ઞાનતંતુઓ ને ચરબી
ને ગુપ્ત વિભાગોના અંતઃસ્રાવ.
આપણા માટે તો નથી જ આવી ડફોળ
ડુંગળીસદૃશ પરિપૂર્ણતાઓ.

**કેરોલ એન્ન ડફ્ફી * વેલેન્ટાઇન**
*સમકાલીન સ્કોટિશ કવયિત્રી-નાટ્યલેખિકા, માન્ચેસ્ટર મેટ્રોપોલિટન યુનિ.માં પ્રોફેસર, બ્રિટનનાં પ્રથમ નારી પોએટ લોરીએટ (જન્મ: ૧૯૫૫)*
અનુવાદ : **હરીશ મીનાશ્રુ**

ન તો લાલચટક ગુલાબ કે ન તો સાટીનનું હૃદય

હું તને આપું છું એક ડુંગળી.
એ છે એક ચન્દ્ર, કથ્થાઈ કાગળમાં લપેટેલો.
એ વચન આપે છે પ્રકાશનું
કાળજીપૂર્વક નિર્વસ્ત્ર થઈ રહેલા પ્રેમની જેમ.

અહીં
એ તને અંધ કરી મૂકશે આંસુઓથી
પ્રેમની જેમ.
એ તારું પ્રતિબિંબ રચશે
તરલ તસવીર ઉદાસીની.
હું સાચેસાચું કહેવા મથું છું.

ન તો કોઈ રૂપકડું કાર્ડ કે કિસોગ્રામ*.

હું તને આપું છું એક ડુંગળી.
એનું ઉગ્ર ચુંબન
આપણી જેમ જ
પરસ્પર આધિપત્ય જમાવતું, વફાદાર
ટકી રહેશે તારા હોઠ પર
જ્યાં સુધી હોઈશું આપણે.

સ્વીકાર કર એનો.
એનાં પ્લૅટિનમ ચકરડાં સુકાઈને બની જશે વિવાહની વીંટી
જો તને ગમે તો.

જીવલેણ
એની ગંધ ચોંટી જશે તારી આંગળીઓને,
ચોંટી જશે તારી છરીને.

## ભરત નાયક * ડુંગળી

ધારો કે હાથમાં ડુંગળી આવી.
લાલ. ધોળીનું શું કામ?
ફેરવી તોળી વજન કર્યું :
હશે પચીસ ગ્રામ.
એમાંય વીસ ગ્રામ પાણી.
કદ માપ્યું તો ભમરડી.
ઉછાળી ઝીલી ફરી ફરી.
ઉછાળ્યા જ કરવી?
ધારીને જોઈ.
જો આને ઉકેલીએ :

---

** પરદેશમાં કોમર્સિયલ ગ્રીટિંગ સર્વિસ દ્વારા પ્રચલિત એક નવીન પ્રકારનો ભાડૂતી શુભેચ્છા સંદેશ જે આશ્ચર્યજનક રીતે ચુંબન સાથે પહોંચાડવામાં આવે છે.*

પડ પહેલાં પવનભર્યા સઢ બને
પછી ચકચકતી છીપ
પછી મોગરાની પાંદડી
પછી બરકતી કોડી
અંતે બી જેવું મોતી જડે.
ડુંગળી પરથી વખારના ગુણપાટની વાસ આવી.
સાપની કાંચળી જેવી પતરી જરા ટેરવાં ફરતાં ઊડી.
માથેથી માટી ખંખેરી હથેળીમાં એ તોરથી બેઠી.
છે બાકી પાણીદાર!
બસ એકદમ ઉલટાવી નાખી.
શું દેખાડ્યું? પૂદ.
છે ને બદમાશ!
પેટ હાંફે ગર્ભ ફરકે
નક્કી આ ગાભણી.
આને માપવી શું? શું સૂઘવી?
નહીં ખાવી.
ઉતાર્યાં પડ એક પછી એક
તો હાથમાં સપડાયેલી મીંદડી.
છૂટવા એ મરણિયા હવાતિયાં મારે
આંખોમાં તીણ નહોર ભેરવે.
તીખી નાકમાં ચીસ.
ફફડાટમાં એથી મસળી નાખી
ડુંગળી ધોળી ફક્ – ન હાલે ન ચાલે,
મરેલી પીલું જાણે :
ચાંચ ફાટેલી, પાતળી ગરદન લાલ લથડેલી,
ફસકેલાં પીંછાં
ટાઢા અક્કડ પંજા...

---

*(કવિના કાવ્યસંગ્રહ 'અવતરણ' – ૧૯૯૧, સાહચર્ય પ્રકાશનમાંથી સાભાર.)*

## અમૃત બારોટ * દર્પણલોકે

બિંબને બહાર મૂકી 'હું' દર્પણલોકમાં પ્રવેશી ચૂક્યો હતો.

આમ તો બધું એમ જ હતું, માત્ર ડાબું એ જમણું અને જમણું તે ડાબું બની ગયું હતું. 'હું'ને જમણો હાથ વાપરવાની પ્રેક્ટિસ હતી એટલે અહીં એ ડાબોડી લાગતો હતો. દિશાઓ પણ બદલાઈ ગઈ હોય એમ લાગ્યું. પૂર્વ હવે પશ્ચિમમાં હતી કદાચ. કોઈને આ સાદી વાત લાગે પણ એડજસ્ટ કરવું કઠિન લાગતું હતું. 'હું'ને તો એ ભીતિ પણ લાગી કે એના વિચારો તો ઊલટસૂલટ નહિ થઈ ગયા હોય ને!

એક બીજો પ્રશ્ન પણ હતો. બિંબ બહાર હતું ને એના માધ્યમે 'હું' બહારથી અંદર પ્રવેશેલા એને જોઈ રહ્યો હતો એટલે એની પત્ની જ્યારે બિંબની પાછળથી આવી ત્યારે દર્પણલોકમાં એને એ સ્પષ્ટપણે સામેથી આવતી હોવાનો ભાસ થયો. ઘડીભર તો એને થયું, બહાર છે એ એનું બિંબ છે કે એ છે? ટૂંકમાં એડજસ્ટ કરવું વધારે મુશ્કેલ બનતું લાગ્યું. જો કે આનો ઉપાય પણ એને સૂઝ્યો. જે રીતે વિચારના માધ્યમે એ બિંબને બહાર મૂકી અંદર પ્રવેશ્યો હતો એવી જ રીતે સંકલ્પ કરી બિંબને ત્યાંથી ખસેડી લેવાય તો ભીતર નિરંકુશ ભટકી શકાય. એણે એમ કર્યું ને સ્વાભાવિક છે કે બહારનો 'હું' હટી જાય તો અંદરના 'હું'ને ભટકવાની મોકળાશ મળે જ ને એમ થયું પણ. એડજસ્ટ કરવાનું ઓછું થયું એટલે એનો ભાર પણ ઓછો થયો. હકીકતમાં બહાર સાથેનો સંબંધ તોડી નાખવાથી ઘણી રીતે મુક્તિ મળતી હતી અને એક પ્રકારની હળવાશ પણ અનુભવાતી હતી.

દર્પણલોક ઘણો વિશાળ હતો પણ એમાં ફરવા માટે મોટરગાડી કે બસ કે એવું કશું નહોતું. જો કે એ કંઈ પ્રશ્ન નહોતો. વિચારોના માધ્યમે જ્યાં જવું હોય ત્યાં પહોંચી જવાતું હતું. બે-ચાર જાણીતી ને ગમતી જગ્યાએ 'હું' ફર્યો ને એને મજા પડી. જાણે એ મીઠાં સ્મરણોનો પ્રદેશ હતો. પછી એને થયું, એ અમેરિકા નથી ગયો તો ત્યાં જાઉં પણ અજબ હતું! દર્પણલોકમાં અમેરિકા મળે જ નહિ! થોડી વારે એને સમજ્યું કે એ પહેલાં કદી ના ગયો હોય એ બધા પ્રદેશો ત્યાં હતા જ નહિ, જેથી ત્યાં જવાનું સંભવ નહોતું. છેવટે એણે એને ગામ જવાનો સંકલ્પ કર્યો.

ગામ એવું જ હતું જેવું એણે છેલ્લે જોયું હતું. નરસિંહભાઈના મકાનનો ઉપરનો માળ ચણાતો હતો ને ગામના અડધા રસ્તા પર સિમેન્ટ પથરાઈ ગયો હતો. સરપંચના ઘર આગળનો ભાગ સૌથી પહેલાં થયો હતો એટલે હવે ત્યાં ડબલ હાથ મરાતો હતો. એના મુંબઈવાળા પડોશીનું ઘર હંમેશાની જેમ બંધ હતું. પણ પછી એક ચમત્કાર જેવું થયું! જેવો 'હું' દર્પણના અંતરિયાળ પ્રદેશમાં પ્રવેશ્યો ને એણે જોયું તો એ પડોશીનું ઘર ખુલ્લું હતું ને જેના ચાળા પાડી એણે હેરાન

કરેલી, એ બોખી ડોશી પણ ત્યાં જ હતી. એણે સાંભળેલું કે એ મરી ગઈ છે પણ અંતરિયાળમાં એ જીવતી હતી.

એને હવે દર્પણના તરતના અને અંતરિયાળ પ્રદેશો વચ્ચે એડજસ્ટ કરવાની ફરજ પડી અને અંતરિયાળ એક નહીં અનેક હતા! અંતરિયાળની એક મજા પણ હતી. એ જરૂરી નહોતું કે અંતરિયાળ જેવું હોય એવું જ દેખાય. તમે માનો કે એ આવું હતું એટલે એ એવું દેખાય. એટલી હદે એમાં કલ્પનાને પ્રવેશ હતો. પણ આથી હકીકતો કદાચ બદલાઈ જતી હશે! પણ એ જ તો પ્રશ્ન હતો – હકીકતો ખરેખર શું હતી?

એક બીજો પ્રશ્ન પણ ઊભો થયો. નાનપણમાં પેલી બોખી ડોશીના ચાળા પાડવામાં 'હું'ને આનંદ આવ્યો હતો, એ એને યાદ હતું પણ અત્યારે સ્થિતિ બદલાઈ ગઈ હતી. દેખાતું તો એ જ હતું પણ હવે 'હું'ને પોતાના વર્તાવમાં નિષ્ઠુરતા નજરે પડતી હતી ને ડોશી માટે સહાનુભૂતિ પણ જાગ્રત થતી હતી. કદાચ આ કારણે જ અંતરિયાળ ભાગમાં જતાં દર્પણમાં તિરાડ પડતી એ અનુભવતો હતો. આ જીરવવું જરા કઠણ હતું. તમે નિર્દોષ આનંદને પણ ના માણી શકો, કેમ કે તમારી નજરે હવે એ નિર્દોષ નથી. વિગતને તમે જુદી દૃષ્ટિથી જુઓ એટલે અંતરિયાળમાં એક પ્રકારની સેળભેળ થતી હોય એવું એને લાગ્યું. પહેલાંની દૃષ્ટિથી જોઈ શકાતું નહોતું. ઘણી વાર તો પહેલાં કઈ દૃષ્ટિથી જોતો હતો એ પણ યાદ નહોતું આવતું. આ થોડો વિચિત્ર અનુભવ હતો.

દૃષ્ટિ બદલાઈ હતી એટલે એના ગામના ઘણા પૂજ્ય વડીલો એને હવે વામણા લાગતા હતા અને બેસતા વર્ષના પર્વે એણે એમનો ચરણસ્પર્શ કરેલો એ યાદે એને પોતાની પર ને એમની પર પણ ખીજ ચડતી હતી. એને લાગ્યું, દર્પણલોકનું જગત નિરાળું હતું. મિત્રો મિત્રો નહોતા, સગાં સગાં નહોતાં ને તમે તમે નહોતા! એવું નહોતું કે બધું જ નેગેટિવ ને નિરાશાવાદી હતું. એવું પણ ઘણું હતું કે એને તમે આજની દૃષ્ટિએ જોઈ શકવા માટે ગૌરવ પણ અનુભવી શકો. જેમ કે શ્રદ્ધાના લિબાશમાં આવેલી અંધશ્રદ્ધાને આજે એ સ્પષ્ટપણે જોઈ શકતો હતો. પણ આ બધું અલગ ને વિચિત્ર તો હતું જ.

તોય 'હું' બધે ફરી વળ્યો. એના મોટા થઈ ગયેલા મિત્રોને મળ્યો ને પછી એમના અન્ય રૂપને લઈ અંતરિયાળ પણ ફરી આવ્યો. ઘર, ખેતર, નદી, જંગલ, ડુંગર – એમ ઘણા રળિયામણા પ્રદેશો એ ખૂંદી વળ્યો. પણ પછી એને થાક લાગવા માંડ્યો. એને થયું, અહીં ક્યારેક અવાય પણ રહેવાય નહિ. અહીં એ બધે ફરી શકતો હતો છતાં કોઈ મર્યાદા હતી. એને ધીમે ધીમે ભાન થયું કે અહીં એ કેદી હતો!

એક અન્ય પ્રશ્ન પણ ઉદ્ભવ્યો. આ લોકમાં તમારા વિનાની દુનિયા જ નહોતી. દરેક જગ્યાએ તમારી પ્રત્યક્ષ કે પરોક્ષ હાજરી અનિવાર્ય હતી. એથી વારેવારે માત્ર

જાતને જ મળીને એક પ્રકારની એકવિધતાથી કંટાળો કે નારાજગી જેવું પણ એને થવા લાગ્યું હતું. હા, 'અહમ્ બ્રહ્માસ્મિ' કે એવું કશુંક મોટેથી બોલીને જાતને છેતરી શકાય કદાચ, પણ 'હું'ને એ ફાવ્યું નહિ.

દર્પણલોકની અન્ય એક ખાસિયત અંદર આવ્યા પછી જ જાણી શકાય એવી હતી. જેવી રીતે તમે બહારથી અંદર જોઈ શકતા હતા એવી જ રીતે અંદરથી બહારની બાજુ પણ જોઈ શકાતું હતું ને ઘડીક એ જોઈને પાછા અંદરની મુલાકાતે જઈ શકાતું હતું. એથી થોડો વિશ્રામ મળતો હતો ને એક રેફરન્સ પોઇન્ટ બનતો હતો જે ના હોય તો કદાચ ખોવાઈ જવાનો ભાવ થવાની પૂરી શક્યતા હતી. ભવિષ્યની વાત જવા દઈએ તો તમારા વર્તમાન સિવાયનું કશું દર્પણની બહાર નહોતું અને જ્યારે વર્તમાનમાં પણ તમે દર્પણની અંદર હો ત્યારે...! એને થયું આ વાત કદાચ કોઈને આઘાત આપનારી પણ નીવડી શકે.

આ લોકનો સૌથી મોટો પ્રશ્ન એ હતો કે અહીં ઊંઘી શકાતું નહોતું. તમે ગમે ત્યાં જાઓ, ફરો, પાછા વળો, બીજે જાઓ કે અંતરિયાળ બાજુ આંટો મારી આવો પણ જાગતા તો રહેવું જ પડે. સતત જાગતા રહેવું એ એક ભયાનક અનુભવ છે એમ એને લાગવા માંડ્યું. આ નીંદરવિહાણો પ્રદેશ છે એનું ભાન એને ઘણો બધો થાક લગાડી ગયું.

દર્પણલોકના પ્રશ્નોના ઉકેલ માટે ઘણી વાર રેફરન્સ પોઇન્ટથી વિચારવું જરૂરી હતું અથવા ઉકેલની જીદ છોડી દેવી પડે એમ હતું. વાત લાગે છે એટલી સરળ નહોતી. ઘણી વાર રેફરન્સ પોઇન્ટથી રિફ્લેક્ટ કરવું પડે ત્યારે કદાચ એ સમજી શકાય. વળી અંદરથી બહારનું જગત ઊલટું દેખાય ત્યારે પણ એડજસ્ટ કરવાનું હતું ને એમાં ઘણી વાર અંદરના ને બહારના એડજસ્ટમેન્ટની સેળભેળ થઈ જતી હતી. એક સાથે બેયને જોઈ સમજવા સારા એવા મહાવરાની જરૂર હતી. આટલા અનુભવે 'હું'ને એટલું સમજાતું હતું કે 'દર્પણ ઝૂઠ ના બોલે' – એ એક પાળેલો ભ્રમ હતો ને એમાં તિરાડો પડતી જતી હતી. દર્પણલોકનો એનો પ્રવેશ આટલો જટિલ બનશે એવું એણે ધાર્યું નહોતું. એની આંખો પર હવે ભાર કળાતો હતો ને બધું ધૂંધળું દેખાવા લાગ્યું હતું.

છેવટે 'હું' બહાર આવ્યો ને જોયું તો દર્પણમાં અનેક તિરાડો પડી ચૂકી હતી. એમાં દેખાતાં એનાં અનેક પ્રતિબિંબ – જે એનાં હોવા વિશે એને શંકા થતી હતી – એ બધાં નજરે પડતાં હતાં. એને એક પ્રકારનો અણગમો થઈ આવ્યો. આ સફરની ફળશ્રુતિ વિશે પણ એને શંકા થઈ. હવે ફરી કદી અંદર ન જવાનો સંકલ્પ કરી 'હું' પડખું ફરી ગયો.

સાઉથ વુડફર્ડ સ્ટેશનથી દશ મિનિટના અંતરે ગોલ્ડીની રિયલ ઍસ્ટેટની મુખ્ય ઑફિસ હતી. એની બાર્કિંગની બ્રાંચ હું સંભાળતો હતો. મહિને બે કે ત્રણ વખત અમારે રૂબરૂ મળવાનું થતું. બાકી ફોન દ્વારા વ્યવહાર ચાલતો. અંગ્રેજોના પ્રમાણમાં એ કંઈક વધુ બોલતો. વધુ એટલે એક વાક્ય બોલવાનું હોય ત્યાં બે વાક્યો બોલતો. પણ તેથી એ વાતોડિયો કહી શકાય નહીં. હા, બિઝનેસને લાગેવળગે છે ત્યાં સુધી એ ચોક્કસ વાતોડિયો ન હતો.

ગોલ્ડીએ આપેલા સમયે હું એની ઑફિસે પહોંચ્યો ત્યારે રિસેપ્શનિસ્ટ અજાણી વ્યક્તિને જોતી બિલાડીની જેમ મને જોઈ રહી. મને કૌતુક થયું, કેમ કે હું ગોલ્ડીએ આપેલી ઍપોઇન્ટમેન્ટ પ્રમાણે જ આવ્યો હતો. એણે ગોલ્ડીને મારા આગમનની જાણ કરવા ઇન્ટરકોમનું બટન દબાવ્યું અને ગોલ્ડીનો આદેશ સાંભળી એણે ખભા ઉલાળતાં મને કહ્યું; 'જાવ, પણ બોસ મૂડમાં નથી!'

હું ચેમ્બરમાં ગયો ત્યારે ગોલ્ડી એની ખુરસીમાં બેઠો ન હતો. એ એના ખુરસી-ટેબલ પાછળની, ચર્ચફિલ્ડના વાહનોથી ધમધમતા રસ્તા પર પડતી મોટી બારીમાં ઊભો હતો. એની પીઠ મારી તરફ હતી. ઘણા બિઝનેસમેન અને ઍક્ઝિક્યુટિવને આમ ઊભા રહીને વિચારવાની ટેવ હોય છે. એમાં કશું ખોટું નથી, પરંતુ બોલાવ્યા પછી આવનારની સામે આવી રીતે ઊભા રહેવું એ સદ્‌ગૃહસ્થને માટે સારું ગણાય નહીં એવું હું ઊભો ઊભો વિચારતો હતો ત્યાં એણે મારી તરફ ફરીને રૂમાલથી એનો ચહેરો સાફ કર્યો. વધુ લાલાશ પકડેલા એના મોંની સાથે એની આંખની ભીનાશ મારા ધ્યાનમાં આવી. મેં એને પૂછ્યું; 'તબિયત સારી નથી?'

મને બેસવાનું કહીને પોતાની ખુરસી પર બેસતાં એ બોલ્યો; 'ગ્રેસને ઠીક નથી. રોઝનો ફોન હતો. એ બિચારી બહુ રડતી હતી!'

'વળી એને શું થયું?' મેં ચિંતાતુર ચહેરે પૂછ્યું.

'સિમ્પ્ટમ્સ એક વીકથી હતા. અમે થોડાં બેદરકાર રહ્યાં.' ગોલ્ડી નીચું જોઈને વિચારી રહ્યો. પછી નરમ અવાજે બોલ્યો; 'રોઝને પણ એનો જ અફસોસ છે. એટલે તો રડ્યા કરે છે. ગ્રેસ કંઈ ખાતી ન હતી. આળસુની જેમ પડી રહેતી હતી. બોલાવો તો જાણે પરાણે ઢરડાતી આવતી હતી. કાલે બપોરે એ ધ્રૂજવા લાગી હતી. પહેલાં તો અમને એનું બોડી વધુ ગરમ લાગ્યું નહીં. પણ એની ધ્રુજારી ઓછી ન જ થઈ ત્યારે રોઝ દોડીને ડોગીની ફર્સ્ટ ઍઇડ કિટમાંથી થર્મોમીટર લઈ આવી. ટેમ્પરેચર માપતાં ખ્યાલ આવ્યો કે 'ઓહ! માય ગોડ! શી હેડ ફીવર!' હાથનાં આંગળાં ભીડીને ગોલ્ડી ખામોશ બેસી રહ્યો.

'એટલે આખી રાત ગ્રેસ તાવ સહન કરતી રહી?' મેં સમભાવથી પ્રેરાઈને પ્રશ્ન કર્યો.

'અમારી વેટ ડિસ્પેન્સરી શનિવારે ચાર સુધી ખુલ્લી રહે છે. અમે ગ્રેસને લઈને ત્યાં દોડ્યાં. ડોક્ટરે કહ્યું કે 'બાર કલાકમાં ગ્રેસ ઓકે થઈ જશે. પણ...' બે હાથ પહોળા કરી, હોઠ મરડતાં, અસહાય ભાવે ગોલ્ડી બોલ્યો; 'હજી તાવ એટલો જ છે. રોઝે હમણાં જ મને કહ્યું. બિચારી બહુ રડતી હતી!'

ગોલ્ડી સાથેની મારી પહેલી મુલાકાત વખતે પણ ગ્રેસ હાજર હતી. વાતના મુખ્ય વિષય તરીકે!

બિઝનેસ માટે જરૂરી ગણાય એવા ઉમળકા વિના ગોલ્ડીએ મારી સાથે હાથ મેળવીને મને બેસવાનું કહ્યું ત્યારે પણ મારે એને કહેવું પડ્યું હતું કે ગોલ્ડી, હું ઇચ્છું છું કે તમે ઓકે છો!

એણે માથું ધુણાવીને મૂડમાં આવવાનો પ્રયત્ન કરતાં કહ્યું હતું; 'યસ, યસ, હું સંપૂર્ણપણે ઓકે છું. ફક્ત હું (ટેબલ પર રાખેલો પોમ ડોગીનો ફોટો બતાવીને –) ગ્રેસની બાબતમાં ચિંતામાં છું. રોઝ (ગ્રેસના ફોટાની બાજુમાં એક સ્ત્રીના ફોટા તરફ જોઈને –) પણ બહુ ચિંતા કરે છે!'

ગ્રેસની આંખની પાંપણ પર સફેદ છારી બાઝી જતી હતી. મારા સંબંધીના પેટને આવો જ પ્રોબ્લેમ થયો હતો. છેવટે કેટરેક્ટનું નિદાન થયું હતું. એ ખરે સમયે યાદ આવતાં મેં કહ્યું; 'ગ્રેસને કેટરેક્ટની શક્યતા...' મારા ત્રણ શબ્દો સાંભળીને ગોલ્ડી ઊછળી પડ્યો; 'ઍક્ઝેક્ટલી! ડોક્ટરે પણ એ જ કહ્યું છે!'

ત્યારે એક વિચાર મારા મનમાં ઝબકી ગયો હતો: નિદાન થઈ ચૂક્યું છે તો તમે પતિ-પત્ની આટલી બધી ચિંતા શા માટે કરો છો? ગોલ્ડીનો ગંભીર ચહેરો જોઈને વાતાવરણ હળવું કરવા હું કહી શકું તેમ ન હતો કે આજકાલ તો મોતિયો ઉતરાવ્યા પછી માણસ ટીવી જુએ છે, ઑફિસે જાય છે. મને એ પણ યાદ આવ્યું કે મારા મિત્રની પત્ની મોતિયો ઉતરાવ્યા પછીની ત્રીજી કલાકે કિટી પાર્ટીમાં ગઈ હતી! આ બધું વિસારે પાડીને મેં પૂછ્યું કે ઑપરેશનનું નક્કી થઈ ગયું? ગોલ્ડીએ જવાબમાં કહ્યું કે ત્રણ-ચાર સારા ડોક્ટરના રેફરન્સ મેળવ્યા છે. વીકઍન્ડમાં નક્કી કરી લેશું.

ગ્રેસને જોયા પછી; તેમાં પણ એની મોટી કાળી, ચળકતી, ચબરાક આંખ જોયા પછી મને ગોલ્ડી દંપતીની ગ્રેસ પ્રત્યેની ખેવના; અંતરની લાગણી જેવી કુદરતી લાગી હતી.

ગોલ્ડી સાથેના મારા વ્યાવસાયિક સંબંધો બહુ સારા રહ્યા હતા. આ માટે હું મનોમન ગ્રેસને યશ આપતો હતો. પછી તો હું જ્યારે પણ ગોલ્ડીને મળતો ત્યારે અચૂક ગ્રેસના ખબરઅંતર પૂછતો. એ પણ ખુશ થઈને મને એના પેટની વાત રસપૂર્વક કહેતો!

રોઝનું પણ એવું જ હતું. કદાચ સવિશેષ હતું.

અમારી બિઝનેસને લગતી વાત ચાલુ હોય ત્યારે પણ રોઝના ફોન આવતા અને જે તે સમયે ચાલતી ગ્રેસની રમતિયાળ પ્રવૃત્તિ વિશે એ આંખે દેખ્યો અહેવાલ ગોલ્ડીને ફોનમાં આપતી. રોઝ ગ્રેસને ફોન પર લાવતી ત્યારે ગોલ્ડી એને પ્યારભર્યાં સંબોધનો બુચકારા સાથે સંભળાવતો. મીટિંગ દરમિયાન રોઝના ફોન ઓફિસના નંબર પર આવતા જોઈને મને થતું કે આ બાબતમાં રિસેપ્શનિસ્ટનું કંઈ ચાલતું નહીં હોય! પોતાની માલિકીના ધંધાની મજા જ જુદી છે. ઑફિસે જવા હું ઘેરથી નીકળું તે પછી ઇમર્જન્સી સિવાય મને ફોન કરવાની મેં મારી પત્ની જયાને ના કહી છે. આવું હું કહું નહીં તો પણ ચાલે એવું છે, કેમ કે અમારી વચ્ચે એકબીજાને ફોન કરીને સંપર્કમાં રહેવાનું નિમિત્ત પણ નથી. જયા બિચારી ફોન કરીને મને શું દરરોજ કહે કે ભૂલકાંને નિશાળે લઈ જતી મમ્મીઓને બારીમાં ઊભી ઊભી હું જોઉં છું?

પૉમેરેનીઅનને સ્વાભાવિક હોય છે તેવો તરવરાટ ગ્રેસ ધરાવતી હતી. મોટી કાળી આંખોને લીધે તે રૂપાળી અને સપ્રમાણ દેહસૌષ્ઠવને લીધે પ્રથમ દૃષ્ટિએ તંદુરસ્ત દેખાતી હતી. એ એની ચંચળતા, ચપળતા અને વધુ તો રેશમી, શ્વેત લાંબા વાળને કારણે દરેકને વહાલી લાગતી હતી. એ અજાણ્યાને જોઈને પણ વધુ ભસતી ન હતી. પોમમાં બહુ ઓછી જોવા મળતી ગ્રેસની આ ખાસિયતથી રોઝ ઘણી પ્રસન્ન હતી. રોઝ અને ગોલ્ડી વચ્ચે ગ્રેસને લઈને બેસવા અને ફરવાની બાબતમાં હંમેશ હુંસાતુંસી થતી. ગોલ્ડીની કાયમી ફરિયાદ હતી; 'રોઝ, તું તો આખો દિવસ ગ્રેસની સાથે રહે છે!' રોઝ જવાબમાં કાયમ કહેતી; 'એવું ના કહેશો. મારી મીઠડી ગ્રેસ તને ઑફિસમાં પણ કંપની આપે છે!'

ઑફિસે આવવા નીકળતાં પહેલાં રોજની આદત પ્રમાણે ગ્રેસને તેડીને વહાલ કરતાં ગોલ્ડી બોલ્યો હતો; 'તારે મારી સાથે આવવું છે?' ગ્રેસ આનંદના ઉદ્ગાર કાઢીને ગોલ્ડીની છાતીમાં વધુ ભરાઈને બેસી રહી. ગ્રેસની પ્રતિભાવ આપવાની અદા જોઈને ગોલ્ડીએ કહ્યું; 'રોઝ, ગ્રેસને હું ઑફિસે લઈ જઈશ! દરરોજ!' રોઝ તરત તાડૂકી ઊઠી હતી; 'તો હું ડાઈવોર્સ લઈશ!' ગોલ્ડીએ રોઝને ચીડવી હતી; 'ઓકે. પછી પણ ગ્રેસ તો મારી પાસે રહેશે!' રોઝ આર્દ્ર અવાજે બોલી હતી; 'હું (કોર્ટમાં) કહીશઃ મારે ગોલ્ડની એક પેની પણ જોઈતી નથી. મારે ફક્ત ગ્રેસ જોઈએ!'

'તને ખબર છે, પટ્ટેલ?' પ્રફુલ્લિત ગોલ્ડીએ એક મુલાકાત દરમિયાન કહ્યું હતું; 'તોફાની ગ્રેસ લુચ્ચી પણ છે! એનાં નખરાં અદ્ભુત છે!' આમ કહીને એણે આગલી સાંજે ગ્રેસે કરેલાં નખરાંની વાત કહી હતીઃ ઢળતી સાંજે ગોલ્ડી ઘરમાં પ્રવેશ્યો ત્યારે એને ઓળખતી હોય નહીં તેમ એની સામે જોયા વિના ગ્રેસ દોડીને સોફાની નીચે ઘૂસી ગઈ હતી. ગોલ્ડીને જોતાંની સાથે જ દોડી આવીને પગ પાસે આળોટવા માંડતી અને ગોલ્ડી સોફા પર બેસે કે તરત જ હક્કથી એના ખોળામાં

ચડીને બેસી જતી ગ્રેસના તે સાંજના વર્તનથી ગોલ્ડીને આશ્ચર્ય થયું. એણે રોઝને પૂછ્યું; 'ગ્રેસને કંઈ માઠું લાગ્યું છે?' રોઝે ગંભીર મુદ્રામાં વિચારતાં કહ્યું; 'ના. એવું તો કશું બન્યું નથી.' પછી હળવાશભર્યા ચહેરે બોલી; 'ગોલ્ડ! મને લાગે છે કે એ ચાગલી થાય છે! તારી પાસે વહાલ કરાવવા આવાં નખરાં કરે છે!' ગોલ્ડીએ નીચા નમીને પ્રેમથી ગ્રેસને બોલાવી પણ એ માનીતી બહેરી હોય તેમ બેસી રહી. શરીરે તંદુરસ્ત એવા ગોલ્ડીએ આયાસપૂર્વક જમીન પર બેસીને સોફા નીચે હાથ લંબાવી, પુચકારીને એને બોલાવી. ગોલ્ડીના હાથનો સ્પર્શ થયો કે ગ્રેસ બહાર આવીને ગોલ્ડીની ગોદમાં લપાઈ ગઈ.

મને બરાબર યાદ છે સપ્ટેમ્બરનો એ વાદળછાયો દિવસ. સવારથી સૂરજ દેખાયો ન હતો. સૂકાં પાંદડાં ઠંડા પવનમાં રસ્તા પર ઊડતાં હતાં. વરસાદનું એક ઝાપટું રસ્તાને ભીના અને હવાને વધુ ટાઢીબોળ કરી ગયું હતું. બાર વરસ પહેલાં હું લંડન આવ્યો ત્યારે શરૂઆતનાં વરસોમાં મને આવું વાતાવરણ ઉદાસ લાગતું હતું. પછી હું લંડનના હવામાનના માનુની જેવા સ્વભાવથી ટેવાઈ ગયો હતો. એટલે મેં એ બાબત પર વધુ ધ્યાન નહીં આપતાં; હું જે બિઝનેસ ગોલ્ડીની સાથે ડિસ્કસ કરવા જઈ રહ્યો હતો એના મુદ્દાઓ મેં ફરી યાદ કરી લીધા.

ગોલ્ડીની ઑફિસે હું પહોંચ્યો ત્યારે રિસેપ્શન રૂમમાં એક સોફા પર એ એકલો બેઠો હતો. મને વધુ આશ્ચર્ય તો એ જોઈને થયું કે એ છાપાંનાં પાનાં પણ ફેરવતો ન હતો. રૂમના જમણા ખૂણાના ક્યુબિકલમાં બે કર્મચારીઓ કોમ્પ્યુટર પર કામ કરતા હતા. રિસેપ્શનિસ્ટની ખુરસી ખાલી હતી. એણે મને એની બાજુમાં બેસવાનું સૂચવીને કહ્યું કે ઍલિશા મોડી આવવાની છે. કારણ જાણવું મારા માટે જરૂરી નહીં હોવાથી મેં મારી બેગમાંથી ફોલ્ડર કાઢીને ગોલ્ડીને આપ્યું.

ફોલ્ડર પડખે મૂકીને એક પણ શબ્દ બોલ્યા વિના પળભર મારી સામે જોઈને ગોલ્ડી ફરી વિચારોમાં ખોવાઈ ગયો. એના મોં પરની ગમગીની મેં વાંચી લીધી હતી. એની ગમગીનીનું કારણ હું જાણતો હતો. એ કારણ વિશે પૂછપરછ કરવા કરતાં; ગોલ્ડી સાથેના સંપર્ક પછી પેટ પાળવા અંગે મારા મનમાં ચાલતી મથામણથી વાત શરૂ કરીને એનો મૂડ બદલવાનો પ્રયત્ન કરવાનું મને યોગ્ય લાગ્યું.

મેં પ્રસ્તાવના બાંધતાં કહ્યું; 'ગોલ્ડી, મને લાગે છે કે તારી વહાલી ગ્રેસ અમારા એકાકી જીવનમાં પણ આનંદની ભરતી લાવશે. પેટ પ્રત્યેના પ્રેમ વિશે ઘણું સાંભળ્યું હતું. પણ ગ્રેસનો તારા અને રોઝ પ્રત્યેનો પ્રેમ જોઈને, પ્રેમના અબોલ દેવદૂત જેવા પેટ તરફ અમને પણ આકર્ષણ થયું છે.'

ગોલ્ડીએ ફરી મારા તરફ ભીનાશભરી નજરે જોયું.

મેં મારી વાત આગળ વધારી; 'જયાએ મને કહ્યું છે કે ગોલ્ડીની સલાહ લઈને આપણે સારામાં સારી બ્રીડનો સરસ મજાનો ડોગી...'

ગોલ્ડી ખળભળી ઊઠ્યો; 'ઓહ! નો! નો! ડોન્ટ ડુ ઇટ! નેવર ડુ ઇટ!' કોટના

ખિસ્સામાંથી રૂમાલ કાઢી, પહોળો કરીને આંખ પર ઢાંકીને એ બેસી રહ્યો. સ્તબ્ધ મિનિટો પસાર થયા પછી એ કંઈક સ્વસ્થભાવે બોલ્યો; 'પટ્ટેલ! તને ખબર છે કે ગ્રેસ અમારી બેબી છે! અમારી એકમાત્ર બેબી!'

મા-બાપના જ મોંએ શોભે એવા સહજ માધુર્ય સાથે બોલાયેલા ગોલ્ડીના શબ્દો સાંભળીને હું ભાવભીનો થઈ ગયો. ગોલ્ડીના ખભે સ્પર્શીને મેં ભીના સ્વરે કહ્યું; 'હા. ગોલ્ડી! હા. તારે કહેવાની જરૂર નથી. ગ્રેસ તારી બેબી છે. એકમાત્ર બેબી!'

'ગ્રેસ અમારો આધાર છે!' આ ચાર શબ્દો કહીને ગોલ્ડીએ ગ્રેસ પ્રત્યેની સંવેદનાનો જે મર્મ પ્રગટ કર્યો તે જાણીને મારા ચિત્તમાં તે સાંજે સૂનકાર છવાયેલો રહ્યો હતો.

ટૂંકી ખેતીની ટાંચી આવકને કારણે બહોળા કુટુંબને અનુભવવી પડતી દારુણ ગરીબીથી ત્રાસીને ગોલ્ડીએ સોળ વરસની વયે ઘર છોડ્યું ત્યારે એણે આજીવન અપરિણીત રહેવાનું નક્કી કર્યું હતું. ઠેબાં ખાતાં ખાતાં જિંદગીની પહેલી પચીશી પૂરી કરી ત્યારે એને રિયલ એસ્ટેટની કંપનીમાં નોકરી કરતી રોઝનો ભેટો થયો. ડેટિંગ દરમિયાન જ ગોલ્ડીએ એણે ઇચ્છેલા લગ્નજીવનના ચિત્રથી રોઝને વાકેફ કરી હતીઃ પતિ-પત્ની અને બંનેની સંમતિ હોય તો એક પેટ! તે પણ ડોગી!

થોડા શબ્દોમાં જીવનકથા આટોપીને, રૂંધાવા આવેલું ગળું સાફ કરીને ગોલ્ડી બોલ્યો; 'આજે અમે ગ્રેસને...' એ વધુ બોલી શક્યો નહીં. મેં એના ખભે હાથ મૂકીને આશ્વાસન આપતાં કહ્યું; 'ગોલ્ડી! લાગણીશીલ બન નહીં. તું હાઈપરટેન્શનનો પેશન્ટ છે તે ભૂલીશ નહીં!'

ગોલ્ડીનું કહેવું હતું કે તેઓ ગ્રેસને બચાવી શકે તેમ ન હતા. ગ્રેસને હૃદયની બીમારી હતી. ડોક્ટરે કહ્યું હતું કે એક દિવસ એ આમ જ રમતી રમતી વિદાય લઈ લેશે. અત્યંત વેદના સાથે ગોલ્ડી બોલ્યો હતો; 'અમે ગ્રેસને અમારી આંખની સામે મરતી જોઈ રહ્યાં છીએ. એની સાથે અમારી જિંદગી જોડાયેલી છે. એની ગેરહાજરી હું વિચારી શકતો નથી!'

નાતાલની રજાઓ પછી ઑફિસમાં કામકાજ મંદ ગતિએ શરૂ થયું હતું. હાથ ઉપર કોઈ અગત્યનો બિઝનેસ હતો નહીં તેથી સતત પંદર દિવસથી ગોલ્ડીને મળવાનું બન્યું ન હતું. એવામાં એક સવારે ઍલિસાએ રડમસ સ્વરે સમાચાર આપ્યા કે ગઈ કાલે, રવિવારે બપોરે બે વાગે ગ્રેસનું દુઃખદ અવસાન થયું છે.

અહીંના વસવાટને લીધે મને ખ્યાલ હતો કે વિદેશમાં મૃત્યુનો મલાજો; પરિવારની અંગત લાગણીઓને કેન્દ્રમાં રાખીને ઘણી જ ગંભીરતાથી પાળવામાં આવે છે. સંબંધી અને મિત્રો શોક વ્યક્ત કરવા ધસી આવે તે પણ અહીંના લોકોને સ્વીકાર્ય નથી. મેં એસએમએસ દ્વારા મારા અને જયાના નામે ગોલ્ડી-રોઝને ગ્રેસના અચાનક આઘાતજનક અવસાન માટે શોક સંદેશ મોકલી આપ્યો. ગોલ્ડીએ દુઃખમાં

સહભાગી બનવા માટે આભાર વ્યક્ત કરતો વળતો જવાબ પણ મોકલ્યો.

ઑફિસમાં ગોલ્ડીની ગેરહાજરી અપેક્ષિત હતી. એના આવવા વિશે મેં ઍલિસાને પૂછ્યું પણ ન હતું. ગ્રેસના મરણના સમાચાર જાણ્યા ત્યારથી; ગોલ્ડીએ કહેલી એના જીવનની મર્મસ્પર્શી વાત; પતિ-પત્ની અને પેટ; યાદ કરીને ગ્રેસ વિનાનાં ગોલ્ડી અને રોઝની મનોસ્થિતિની મને ચિંતા થતી હતી. અમારી વચ્ચે બિઝનેસથી પણ વધુ વાતચીત ગ્રેસની થતી હતી. ગ્રેસની વાતે ગોલ્ડી સમ્યક સ્નેહનો ઉપાસક બની જતો હતો અને રોઝ માતૃપ્રેમનું ઉત્કૃષ્ટ ઉદાહરણ! એક બિઝનેસમેન, (તે પણ) એક અંગ્રેજ, એનું જન્મજાત અતડાપણું ભૂલીને મારા જેવા વ્યાપારી સંબંધ ધરાવતા એક ઇમિગ્રન્ટને ગ્રેસના વહાલના પ્રસંગો આનંદવિભોર થઈને અને ગ્રેસની માંદગીની વિગતો આંસુ સારતાં કહેતાં ક્ષણભર પણ અચકાયો ન હતો. ક્યારેય પણ નહીં. વહાલા સંતાનની જેમ ગ્રેસની વાતો કહેવા માટે ગોલ્ડી સદા આતુર રહેતો હતો. ક્યારેક મને એવું ફીલ થતું કે ગોલ્ડીના મનોવ્યાપારનો મોટો હિસ્સો ગ્રેસને માટે અનામત હતો. ગ્રેસની પ્રેમાળ વાતો કહેવા માટે એ મને બોલાવતો હતો તેવું વિચારવું મને પણ ગમતું હતું.

ગોલ્ડીએ મને અંગત માન્યો હતો. ગ્રેસની ખોટ પૂરવા અન્ય પેટની તપાસમાં રહેવા ગોલ્ડીને સૂચવવાનું પણ મારા માટે અશક્ય હતું, કેમ કે હું માનતો હતો કે ખોળી ખોળીને યોજેલા સંબંધનું સૌન્દર્ય કુદરતી આકાર પામેલા સંબંધ જેવું હોતું નથી.

જયા સાથેના વિસંવાદનું કારણ પણ મારી આ જ માન્યતા હતી.

મારા જડ વલણથી વાજ આવીને શરૂઆતમાં એ કહેતીઃ 'તમે મારી લાગણી સમજવા ઇચ્છતા જ નથી'. 'મને રિબાતી જોવાથી તમારો અહં સંતોષાય છે.' પછી તો જયાના અંતરમાં વસેલી મા ઋજુ સ્વરે કહેતીઃ 'સ્ત્રી જેને સ્વીકારે છે એને જગત સ્વીકારે છે. સ્ત્રીના સ્વીકારનું ગૌરવ દુનિયા પણ કરે છે... વહીવટની સરળતા માટે અપાયેલા નંબર ને નામને સ્ત્રી સ્વીકારે છે ત્યારે સ્ત્રી મા અને શિશુ લાડકવાયું સંતાન બને છે... મારી સાથે ઋણાનુબંધ લઈને જન્મેલું બાળક મારી રાહ જોઈ રહ્યું છે... મને એને ખોળે લેવા દે...નાની પગલીઓ ઘરમાં પડશે એટલે તમે ઑફિસેથી વહેલા આવીને કહેશોઃ 'મારી ટબુકડીને મને આપ!'

ફોન પર રૂબરૂ મળવાનું નક્કી કરીને હું અને જયા ગોલ્ડીને ઘેર જતાં હતાં ત્યારે કિલ્લોલ કરતા કોઈ શિશુના આઘાતજનક અચાનક થયેલા અવસાન નિમિત્તે શોક વ્યક્ત કરવા જઈ રહ્યાં હોઈએ તેવાં અમારાં મન આળાં હતાં. જયા બોલી પણ ખરી; 'મારું મન અત્યારથી જ રડુંરડું થઈ રહ્યું છે!'

ગ્રેસના મૃત્યુના દશ દિવસ પછી પણ ગોલ્ડીનું ઘર ઘેરા શોકમાં ડૂબેલું હતું. ગોલ્ડીના પડોશી અને મિત્ર જપનૂરે મને ફોનમાં કહ્યું હતું કે એ લોકોને પોતાનું બાળક ગયું હોય એટલું વસમું લાગ્યું છે. ગોલ્ડી અને રોઝ જાણે કોઈ માંદગીમાં

સપડાયાં હોય તેવા બંનેના ચહેરા નિસ્તેજ હતા. ગોલ્ડીએ અમને ગ્રેસના મૃતદેહના; ગ્રેસના કોફિનના; ગ્રેસના નશ્વર શરીરને ઢાંકતાં વિવિધરંગી પુષ્પોના; અને ગ્રેસને દફનાવતી વખતે પ્રાર્થના બોલતા સમૂહના ફોટા બતાવ્યા. સ્થાનિક અખબારમાં આવેલી ગ્રેસના ફોટા સાથેની શ્રદ્ધાંજલિની લેમિનેટેડ કોપી પણ બતાવી. ગોલ્ડીએ અમને એક કી-ચેઇન ગ્રેસની સ્મૃતિમાં આપી. આ કી-ચેઇનમાં એક બાજુ ગ્રેસનો ફોટો અને બીજી બાજુ એક અવતરણ હતું: 'GRACE was not our whole lives. But she made our lives whole.'

પંદર મિનિટ ચાલેલી સ્મૃતિશેષની આ યાત્રા પછી રોઝે ગ્રેસના અંતિમ સમયની વાત કહી; અલબત્ત રૂમાલથી આંખ વારંવાર લૂછતાં:

તે રવિવારની સવારથી જ ગ્રેસ અસ્વસ્થ હતી. એણે કશું ખાધું-પીધું ન હતું. રોઝે ધાર્યું કે નાતાલની રજાઓમાં કન્ટ્રીસાઇડમાં ખૂબ હરીફરી છે; ખાધું-પીધું છે એટલે ભલે એ આરામ કરે. રાત સુધી આમ જ રહેશે તો સોમવારે વેટને બતાવી દેશું. બાકી એ સંપૂર્ણ ઓકે હતી. તાવ ન હતો. માત્ર આંખ મીંચીને પડી રહી હતી. જાણે થાક ઉતારતી હતી. એક વાગે લંચ લઈને ગોલ્ડી ટીવીમાં ફૂટબોલની મેચ જોવા બેઠો અને રોઝ પ્રાર્થના-પોથી લઈને સોફા પર વાંચવા બેઠી. આ સમય દરમિયાન જપનૂરને ઘેરથી એની દીકરી પૂજાનો પ્રસાદ આપવા આવી અને ટિપાઈ પર મૂકીને જતી રહી. થોડી વાર પછી ગ્રેસ એની જગ્યાએથી ઊઠી. રોઝે તરત ગોલ્ડીનું ધ્યાન ખેંચ્યું; 'સવારથી ઊઠી ન હતી. મને લાગે છે કે સાંજ સુધીમાં ઓકે થઈ જશે.' ટિપાઈ પર પગ ટેકવી, ઊંચી થઈને ગ્રેસે પ્રસાદ સૂંઘ્યો. રોઝે પૂરીનો કૂણો નાનો ટુકડો એના મોં પાસે મૂક્યો. રોઝના કહેવાથી ગોલ્ડી પણ ઊભો થઈને પૂરીના નાના કટકાને ધીરેધીરે ખાતી ગ્રેસને જોઈ રહ્યો.

ગ્રેસને ખાતી જોઈને રાજી થયેલી રોઝ પ્રાર્થના વાંચવાનું મોકૂફ રાખીને ગ્રેસ માટે પાઉડર મિક્સ કરેલું દૂધ કિચનમાંથી લાવીને એના મોં પાસે મૂકતાં મનોમન બબડી: સવારથી કાંઈ લીધું નથી. બિચારી ભૂખી થઈ હશે. રોઝની ભલી લાગણીનો આદર કરતી હોય તેમ ચાર-પાંચ ચમચી જેટલું દૂધ પીધા પછી, હોઠ ઉપર જીભ ફેરવતી ગ્રેસ રોઝના પગ પાસે જ સૂઈ ગઈ. એ જોઈને રોઝે પ્રાર્થના વાંચવામાં ફરી મન પરોવ્યું. અધૂરી રહેલી પ્રાર્થના પૂરી થયા પછી ગ્રેસને એના સ્થાને સુવડાવવા માટે રોઝ ઊઠી. રોઝની હલચલથી સામાન્ય રીતે બેઠી થઈ જતી ગ્રેસે આંખ પણ ખોલી નહીં એટલે ગ્રેસને તેડતાં પહેલાં રોઝે નીચા વળીને ગ્રેસને સ્પર્શ કર્યો, પછી ઢંઢોળી અને પછી ચીસ પાડી ઊઠી; 'ગોલ્ડ! આય'મ ડેવસ્ટેટેડ!'

એ જ ઘર. એ જ સ્થળ. જીવનની સ્વીકારેલી અધૂરપમાં ફરી પ્રવેશેલું એ જ યુગલ. અમે એ બધાંની વચ્ચે બેઠાં હતાં. અવકાશથી ઘેરાયેલાં. લાગણીસભર રોઝ ભીના સ્વરે ચિતાર રજૂ કરતી હતી અને અમે મનની આંખે ગ્રેસના પ્રયાણકાળની ઘટના જોતાં હતાં. રોઝે વાત પૂરી કરી ત્યારે અમારી આંખ ભીની હતી. શું બોલવું

એની ગતાગમ અમને ન હતી. અમે મૌન જ રહ્યાં.

ગોલ્ડીના ઘરની બહાર અમે નીકળ્યાં ત્યારે જયા બોલી; 'રોઝ આજે જે દુઃખ અનુભવે છે તે હું સાત સાત વરસથી સહન કરું છું!' એ અમારા વિ-ફ્લ લગ્નનાં વરસ ગણાવતી હતી: 'રોઝને ગયેલાની પીડા છે. હાથ લંબાવીને બોલાવી રહેલાને હું છાતીએ લગાડી શકતી નથી એ મારી વેદના છે.'

વેમ્બલીમાં રિયલ એસ્ટેટનો કારોબાર કરતા મારા મામાને ઇન્ડિયા તાત્કાલિક જવું પડ્યું. 'હવે ક્યાં એ લંડનથી દેશમાં આવવાના છે?' એવી બૂરી નિયતથી એમના પિતરાઈ ભાઈએ મામાની જમીન પર કબજો જમાવી, કાગળોમાં નામફેર કરીને વેચવાની પેરવી આદરી હતી. આ ક્રિમિનલ કેસ અંગે એમને અવારનવાર ઇન્ડિયા જવું પડે તેમ હોવાથી મામાએ મને હંમેશ માટે એમની વેમ્બલીની ઑફિસ સંભાળવાનું કહ્યું. મારાથી ના કહેવાય એવું ન હતું. મામાની મદદથી તો મેં લંડનમાં પગ મૂક્યો હતો. ગોલ્ડી સાથે વ્યાપારી કરતાં લાગણીના વિશેષ સંબંધ હોઈને મારે માટે આ પરિસ્થિતિ ધર્મસંકટ જેવી હતી. 'અંગત મૂંઝવણ રજૂ કરવા મારે તને મળવું જરૂરી છે.' એવું કહી, ટાઇમ લઈને હું ગોલ્ડીને મળવા ગયો.

મળ્યો. પણ એક જુદા જ ગોલ્ડીને. ઠંડો. ઉષ્માહીન. મારી રજૂઆત સાંભળીને 'ઓકે' કહી, હાથ મેળવીને મને સૂચવ્યું કે હવે ઊઠો! ગોલ્ડીની ઑફિસ છોડતાં ભારે હૈયે હું વિચારતો હતો: 'આ એ જ ગોલ્ડી છે જેના ખભે હાથ મૂકીને હું વાત કરતો હતો! આ એ જ ગોલ્ડી છે જે એના મનોભાવોને આંસુ અને સ્મિત સાથે મને કહેવા હંમેશ તત્પર રહેતો હતો!'

અઢી-ત્રણ મહિનામાં આટલું બધું પરિવર્તન! સમગ્ર વ્યક્તિત્વમાં! હા. આ સમય દરમિયાન જે કંઈ રનિંગ બિઝનેસના અપડેટની આપ-લે થઈ હતી તે ઍલિસા મારફત થઈ હતી. ઍલિસાએ મને કહ્યું હતું કે બોસ હમણાં હમણાં બે વાર ડોરસેટ જઈ આવ્યા!

મામાએ જમાવેલા ધીકતા ધંધાને કારણે હું બાર્કિંગ કરતાં વધુ વ્યસ્ત રહેતો હતો. આપણા ભાઈઓ મને શનિવારે પણ બિઝી રાખતા હતા. આ દિવસોમાં એક રવિવારે જપનૂર એની પત્નીની સાથે અમારે ઘેર આવ્યો હતો. એ બંને જે સામાજિક પ્રસંગે વેમ્બલી આવ્યાં હતાં એની ઔપચારિક વાત કરીને જપનૂર બોલ્યો; 'કડી તૂટી એટલે જોડી તૂટી!'

ગોલ્ડી અને રોઝ અલગ થઈ ગયાં હતાં! જે સમજણ સાથે તેઓ એક થયાં હતાં તે સમજણ ગ્રેસના અવસાનથી નિર્મૂલ થઈ હતી. રોઝે અહાલેક જગાવી હતી. માતૃત્વની. એણે મક્કમ નિર્ધાર વ્યક્ત કર્યો હતો: 'ગ્રેસ જે જ્યોત મારા હૃદયમાં પ્રગટાવી ગઈ છે તે હું બુઝાવા નહીં દઉં! હું મારા પોતાના બાળકની મા બનીશ!'

ગોલ્ડી એના નિર્ધારમાં મક્કમ હતો. એ તો બધું છોડીને ડોરસેટ જઈને ભાઈઓની સાથે ખેતી કરવાની તૈયારી કરી ચૂક્યો હતો. રોઝે ડોરસેટ જવાનો

ઇન્કાર કરતાં કહ્યું હતું કે 'ગોલ્ડ! તારે ખાતર મારા માતૃત્વનો ભોગ આપવાની મારે હવે ભૂલ કરવી નથી!'

જપનૂરની પત્નીએ જયાને કહ્યું; 'રોઝ સાડત્રીસની છે. એને મેં પૂછ્યું કે ધારો કે બાળક થયું નહીં તો ગોલ્ડીને છોડવાનો અફસોસ નહીં થાય? જવાબમાં એ જુસ્સાથી બોલી કે બિલકુલ નહીં! ગોલ્ડીને તો બાળક જોઈતું નથી. મારે બાળક જોઈએ છે. હું બાળક સાથે જ જીવવા માંગું છું. ડોક્ટર હાથ ખંખેરી દેશે તો હું બેબીને એડોપ્ટ કરી લઈશ! નિરાશ થઈને બેસી નહીં રહું!'

જપનૂર દંપતી ગયું એટલે જયાએ મને પૂછ્યું; 'આપણે હવે શું નક્કી કરવું છે?'

---

**સાભાર સ્વીકાર :**

***સાહિત્ય અકાદમી,*** *રવીન્દ્રભવન, ૩૫-ફિરોઝશાહ રોડ, નવી દિલ્હી ૧૧૦ ૦૦૧ દ્વારા પ્રકાશિત પુસ્તકો. (સંપર્ક - સ્થાનિક ઑફિસ) : ૧૭૨, મું.મ.ગ્રં.સં. માર્ગ, દાદર (પૂર્વ), મુંબઈ ૪૦૦ ૦૧૪.)*

***આધુનિક ભારતીય કવિતા સંચયન – ૧૯૫૦-૨૦૧૦*** *(સંપાદન, ૨૦૧૮) : સં.* ***વિશ્વનાથપ્રસાદ તિવારી.*** *અનુ.* ***આલોક ગુપ્ત.*** *પૃ. ૨૧૪, મૂ. રૂ. ૨૫૦.*

***સમકાલીન સિંધી વાર્તાસંગ્રહ – ૧૯૮૦-૨૦૦૫*** *(વાર્તાસંગ્રહ, ૨૦૧૮) : સંકલન અને સંપાદન - પ્રેમ પ્રકાશ. અનુ. રમેશ લુહાણા. પૃ. ૨૧૪, મૂ. રૂ. ૨૫૦.*

***કથાવિવિધા – ભારતીય ટૂંકી વાર્તાઓના અનુવાદ.*** *(અનુવાદ, ૨૦૧૮) : સં.* ***રમણ સોની અને હિમાંશી શેલત.*** *પૃ. ૧૫૪, મૂ. રૂ. ૨૦૦.*

***રમેશ પારેખ*** *(મોનોગ્રાફ, ૨૦૧૮) :* ***રાજેશ પંડ્યા.*** *પૃ. ૯૦, મૂ. રૂ. ૫૦.*

***આપણી વાત*** *(કાવ્યસંગ્રહ, ૧૦૧૭) :* ***પારસ એસ. હેમાણી.*** *પ્ર. સોનલ પી. હેમાણી, હેમાણી હોસ્પિટલ, ભક્તિનગર સોસાયટી, કાન્તા સ્ત્રીવિકાસગૃહ પાસે, રાજકોટ ૩૬૦ ૦૦૨. પૃ. ૮૨, મૂ. રૂ. ૧૨૫.*

નામદાર,

મારી તો એક જ અરજ છે કે આપ મારી વાત સાંભળો. લોકો દિવસોથી મને બેમતલબ ગૂંચવે છે. મારી પારટી કઈ, ધરમ કયો, ધરમનો ફિરકો કયો, દલિત કે સવરન, લેફ્ટવાલા કે રાઇટવાલા, અંતિમવાદી કે મધ્ધમમારગી, પૂછી પૂછીને પાગલ કરી દીધો છે, જનાબ! અબ કહે કી પાગલ કી મત સુનો! આદમીની આટલી જાત હોય, એમાં આવી વરાયટી હોય, પતા નહીં થા આજ તક.

પણ વખ્ત બરબાદ નથી કરવો કોઈનો. સીધી વાત છે તે આપ સાંભળો એટલી બિનતી. ના, ના, સરકાર, એમાં આપનો અનાદર નથી. આપનો ચુકાદો સર આંખો પર. ઇન્સાફ કેવી રીતે થાય, આપે દેખાડ્યું. દુનિયા માટે મિસાલ કાયમ થવાની.

જે જે ખૂનખરાબા, દંગાફસાદ આ જમીં પર થયા એમ લોકો કહે છે તે ખરેખર થયા જ નહીં હોય. જો થયા હોય તો એના કરનારા કોઈક તો હોયને? જો કરનારા નથી, અને જે પકડાયા તે નિર્દોષ છે, તો કોઈ બેમોત મર્યું જ નથી એમ અપને આપ સાબિત થઈ જાય. સાલોં પહેલાં સર, નેલ્લી નામની એક જગામાં કહે છે કે પંદરાબીસ હજાર આદમી ઓરત બૂઢે બચ્ચે, સબકો કાટ ડાલા. આજ તલક કોઈ ભી કસૂરવાર નહીં પાયા ગયા. મતલબ સાફ છે કે મારકાટ કી, ઝિન્દા જલાને કી ખૌફનાક કહાની મનઘડંત હી હોગી. અગર કંઈ એટલું ભયાનક થયું હોત તો એનો કરનારો કોઈ કસૂરવાર તો હોય ને? બધા નિર્દોષ, ને પુરાવા એક બી નહીં, તો સબ ઝૂઠમૂઠ, બાત કા બતંગડ. અગર કંઈ હોત તો આપે સજા ન ફટકારી હોત? આપને તો ઇન્સાફ કરવો છે ને!

એક બાત ઔર. આટલા લોકો, જે નિર્દોષ ગણાય છે, ને જેમને છોડી દેવા પડે છે, એમને પુલીસ પકડી લાવે અને એમની સામે એફ આઇ આર દર્જ કરે તે રસમ ગલત છે. જેમના હાથ સાફ છે, જેમણે કંઈ નથી કર્યું એમની સામે શા માટે એફ આઇ આર? આપ સામે નિર્દોષોને લાવવાની નોબત નહીં આવવી જોઈએ.

અને આ પૂરી મેથડમાં પુલીસને કેટલું સહન કરવું પડે છે યે ભી સોચનેવાલી બાત. ગમે તે જગ્યાએ રાત-દિવસ દોડવાનું, ઘટનાને નજરે જોનારા ઢૂંઢવાના, ડબ્બામાં બંધ કરી ચોકી પર લાવવાના, તે લોક પાસેથી સચ જાણી લેવાનું એટલે થોડી જબરદસ્તી કરવી તો પડે, સા'બ, આપ જાણો છો. એ પછી બી બોલનાર સાચું જ બોલવાનો એની કોઈ ગારન્ટી? એટલે આ મહેનત, વખ્ત ને પૈસા-સબ બેમતલબ. સાક્ષી જે કહે તે બી બેમતલબ, કારણ જો કંઈ થયું નથી, તો એ લોકોએ શું જોયું? સબ ભૂતપ્રેત કા ખેલ, દિમાગી. સોગંદ ખાઈને કયું સચ કહેવાના એ લોક? આ તો

કોઈ એમ બોલે કે અમે અલ્લાને કે કિસન કનૈયાને ઘર આંગન મેં દેખા, તો આપડે એને પાગલ કહેવાના કે બીજું કંઈ?

આ પેલા એંસી કે સોને જલાવી દીધા એમ કહીએ ત્યારે એમને જલાવી દેવાવાળું કોઈ તો હોય ને? જો કોઈ જલાવનારું નથી તો કોઈ બળ્યું જ નથી, એમ સાફ ખબર પડે. નેકદિલ ઇન્સાનો આમ પરેશાન થાય એ ઠીક નથી, એમની સામે અપરાધના કોઈ ઠોસ સબૂત નથી તો એમને હેરાનગતિ ન થવી જોઈએ. લોકતંત્રનો એક ઉસૂલ આ પણ હોવો જોઈએ. આમ કહેવામાં ગલતી હોય તો માફ કરજો, હજૂર!

એક ભાત ઔર. એન્કાઉન્ટરની સ્ટોરી આવ્યા કરે છે. હવે રસ્તા વચ્ચે લાશ પડી તો એ મરેલાની છે એ સાચું, પણ કોણે માર્યા, કેવી રીતે માર્યા તેની સો ટકા ખબર હોય તે આગળ આવીને ડંકે કી ચોટ પર બોલે કે ભ'ઈ ફલાં ફલાં અફસરે, કે આદમીએ, આને કે તેને, માર ગિરાયા. એમ થયું ના હોય તો કેવી રીતે માની લેવાય કે આ કસૂરવાર છે માટે સજા કરો! એટલે નામદાર, કાયદો બરાબર કહે છે કે સો ગુનહગાર છૂટી જાય તો હરકત નથી, એક નિર્દોષને સજા ન થવી જોઈએ.

અને સર, આ હેઇટ સ્પીચ એટલે શું એની તો આજ તક ખબર નથી પડી. અમારા એક દોસ્ત લખે છે, યાને કી લેખક છે. એમને માલૂમ હશે એમ ધારીને એમને પૂછી લીધું તો કહે કે ભડકાવનારાં ભાષણો, જેમાં હેઇટ હોય તેને હેઇટ સ્પીચ કહેવાય. એની સામે લવ સ્પીચ હોય છે, અમારો સવાલ છે, સર! તો એ કહે કે લવ સ્પીચના દાખલા મળતા નથી. હવે, નામદાર, હેઇટ પેદા કરવાનું કંઈ સિમ્પલ થોડું છે? રસ્તે ચાલી જતા કોઈ ઐરાગૈરાને દેખાડી કોઈ કહે કે આને મારો, કેમ કે એ નકામો છે, તો એને મારવા કોઈ દોડી જવાનું છે? એમ આખેઆખી વસ્તીને ખતમ કરી દેવાનું આસાન થોડું છે? જે મારો કાપો કરતું હોય તેને બાજુએ લઈ જઈને લોકો તો એમ જ કહેવાના કે ભ'ઈ, ઠંડ રખ, અમનપરસ્ત લોક એમ કાપાકાપી ન કરે. આટલું કહીએ એટલે હેઇટ સ્પીચ આપોઆપ લવ સ્પીચ બની જાય કે નહીં?

એમાં જ તો સર, આપ પણ હેઇટ સ્પીચ આપનાર કોઈને કસૂરવાર નથી ગણતા. ઠીક હી તો હૈ. બોલનું એવું કે નીકળ્યો તેવો હવા થઈ જાય. જબાનથી જે બહાર ગયું તે હવા, એને પકડીને મતલબ શોધવા બેસાય નહીં. વળી બોલના મતલબ અલગ અલગ નીકળે. જે જેવું સમજે તે, ટોળાંને કોઈ એમ નથી કહેતું કે મારો, કાપો અને સળગાવો. સમજવામાં ગલતી થઈ ગઈ હોય એમ બને. એટલે આ સબ બઢાચઢા ખેલ.

*

બારમી જાન્યુઆરીવાળી ઘટના લઈએ તો સર આપે જે નોંધ્યું તે બરાબર છે. થોડા લોકો ફરિયાદ કરવા ગયેલા બચ્ચીની લાશ માટે. જો મર ગઈ ઉસે ઇન્સાફ

મિલના ચાહીએ એવી બૂમો પાડતા હતા બધા. મુર્દાને દફનાવવાને બદલે એફ આર આઇ દર્જ કરાવવાની ધમાલ કરી મૂકી. પુલીસ બિચારી જરા આનાકાની કરતી હશે, અને બરાબર તપાસ બાદ ફરિયાદ લેવા વિચારતી હશે, પણ ટોળાં સૂને તબ ના! રાતે કેન્ડલ લાઇટ માર્ચ, યાને મોમબત્તીવાલા જુલુસ કાઢેલા. આ બધી ધમાલ શેને માટે છે તેની, નામદાર, મને નથી ખબર. કસમ સે, મને બિલકુલ ખબર નથી કે કોની બચ્ચી માટે આ ચાલતું હતું.

એ સવારે પહાડોમાં હોય એવી ધુન્દ, પતલી સફેદ ચાદર બધે. ઝાડ, પહાડ, ભેંસબકરી, ઘર, બચ્ચાં ઝાંખાં ઝાંખાં દેખાય. ઠંડ કુછ જ્યાદા, પર જન્નત જેસા લગે સબ. ત્યારે શમા દોડતી આવી. એ તો, જનાબ, જનમમૂંગી છે. અવાજો કાઢે પણ બોલે નહીં. અવાજથી પહેચાની લેવાનું કે એ સુખનો છે, દુ:ખનો છે, ડરનો છે, ગુસ્સાનો છે કે... લગાતાર ચીખે શમા, સર પે હાથ પછાડે, દોડે પહાડી તરફ, બધાને ત્યાં જવા કહેતી હોય એમ.

લોક જમા થઈ ગયું, સરકાર, આવી ચીસાચીસ કરે તો લોક તો ભેગા થવાના જ ને! કામકાજ છોડી બધા ત્યાં ગયા, એની પાછળ. મારી ઓરત સબ સે આગે. ઓરતોનું, સર, ગજબ હોય છે. ગંધ આવી જાય કંઈ બી થયું હોય તેની. અબ કોન દિશા મેં ભાગે, બરાબર માલૂમ નથી. ટેકરીઓ, અને ખીણ, ને મેદાન, સરપટ ભાગ્યા બધા. હાંફી ગયા. મેરી સાંસ ફૂલ ગઈ તે સર, બેસી ગયો. શમા ગાયબ, આગે એકદમ. પછી ઝીલની પાછળવાળી ગુફામાંથી એની ચીખ સંભળાઈ.

હડબડાટીમાં ઊભો થઈ ગયો. પતા નહીં શું દેખાયું એ લોકને તે ચીખાચીખી ઔર રોનાધોના! બદ્દુ બોલે કે તારી બચ્ચી મરેલી પડી છે ગુફામાં. લહૂથી લથપથ. સાંસ બંધ, બદન અક્કડ, માનો લકડી. લોક એટલા જમા થયેલા ત્યાં અને ગુફામાં અંધારું એટલું કે મને તો મારી ઓરત ક્યાં ગઈ તેનોયે પત્તો નહીં. જોર જોર કી આવાજ મેં મારું બોલેલું સંભળાય નહીં.

આપ હવે સચ સાંભળો, નામદાર, હકીકતમાં ત્યાં કંઈ જ નહોતું. કોઈ મુર્દા નહીં, ખૂન નહીં, કુછ નહીં. ગભરાટ અને દોડધામ નકામાં. શમા તો નાદાન બચ્ચી, કુછ દેખ લિયા હોગા, અથવા કોઈએ ડરાવી હોય એને તો સર પર ભૂત સવાર. પૂરી જમાત કો લે આઈ. યહાં પે સબ લડકિયાં ઐસી. મનમૌજી. ભેડબકરીયાંની સાથે સાથે ભટક્યા કરે, નાચે-કૂદે. એમની સામે જોવાની કોને ફુરસત? એને મારી નાખવાની તકલીફ કોઈ લે ખરું?

બચ્ચીના શબવાળી કહાની કોઈ શેતાની દિમાગની મનઘડંત બાત. મારી ઓરત કે હું ખુદ આમાં ક્યાંયે મોજૂદ નથી. સચ તો એમ છે કે મારી ઓરતને દીકરીનું જરા જ્યાદા જ... એક બેટી ચાહીએ, એક બચ્ચી હોની ચાહીએ એમ બબડ્યા કરે. કોઈનીયે નાની ગુડિયા જુએ કે પાગલ થઈ જાય, ઘેર બુલાવે, ખાના દે, પ્યાર કરે, માનોં પરી મળી ગઈ. હવે, સર, બેટી નથી તો નથી, ક્યાંથી લાવવાની

એને? એટલે અમથું જ માની લીધું કે એક બેટી છે ઘરમાં. નામ આપ્યું બુલબુલ. ઓરતનું તો એવું કે રસ્તાની ધૂળમાંથી કાનની બાલી જડે તો કહે કે બુલબુલની, ઝાંઝરી રૂમઝૂમ થાય તો બોલે કે બચ્ચી આવી ગઈ. માનશો, મનમાં જ છે, બહાર ક્યાં છે! એને નાચતી-ગાતી જોયા કરીએ અમે બંને, થાકેલી આંખોમાં થોડી રોનક, થોડી ઠંડક, સર, બીજું કંઈ નહીં.

– તો હાં, નામદાર, બાર જાન્યુઆરીએ મોડેથી હું ગયેલો પેલી બખોલ સુધી. બધા ત્યાંથી ખસી ગયા અને મારી રોતીબિલખતી ઓરતને એની મૌસી લઈ ગઈ તે પછી. ખરબચડી જમીન પર લોહીના ડાઘા જેવું કંઈક હતું પણ આ તરફ તો એવા લાલ રંગના પથ્થર જોવા મળે છે ક્યારેક. બચ્ચી જ્યાં મરેલી પડી હતી એમ લોક કહેતું હતું ત્યાં બેસીને, બરાબર બેસીને, ભોંયે હાથ ફેરવેલો સર, મુઠ્ઠીમાં હવા, સિર્ફ હવા. હવે બચ્ચી ત્યાં પડી હોય થોડા સમય પર જ, તો કોઈ તો નિશાની હોય ને ત્યાં?

સાફ વાત છે. હાથમાં ખાલી હવા આવે તો બચ્ચી હતી જ નહીં, અને જો બચ્ચી હતી જ નહીં તો એ મરી શી રીતે જાય? તકલીફ ઓરતને સમજાવવાની છે. આખિર માં જો ઠહરી! આપ સમજાવી શકો કદાચ, લે આઉં અંદર?

ટીવીમાં એક જાહેરખબર લગભગ ૨૦૦૬માં જોયેલી. કઈ વસ્તુની જાહેરાત હતી એ યાદ નથી આવતું પણ કશુંક વેચવાનો વિચાર દૃશ્યરૂપે મનના ફલક પર કોતરાઈ ગયો છે! ત્રણેક વર્ષનો એક છોકરો આઇસક્રીમના કાઉન્ટર પાસે ઊભો છે. પગના પંજા પર ઊંચો થઈ કેન્ડી લેવા નાના નાના હાથ લંબાવે છે. એકલપેટો નથી. હશે કોઈ ભેરુ! બાળકનું મીઠડું મોં જોઈ લાગે કે આ તો સ્ટ્રોબેરી સોફ્ટી! પણ એના બે હાથ કાઉન્ટર સુધી પહોંચે ત્યાં તો કમરથી સરકતી ચડ્ડીની ગતિને આંબવા એના એક હાથે દોટ મૂકવી પડી! કેન્ડીથી કેડની અવઢવના દોર પર આમથી તેમ ખેંચાતો એ મૂંઝાયેલો ગલગોટો મ્લાન થાય એ પહેલાં બરાબર અણીની પળે કોઈ બે પુખ્ત હાથ કેમેરાની ફ્રેમમાં આવે છે, હળવેથી નીચે સરકતી ચડ્ડી તરફ આગળ વધે છે. દૃશ્યમાં કોઈ બાળકના હાથ હોત તો એણે તોફાન જ કર્યું હોત! દોસ્તની કિરકીરી કરી હોત! હાથને કેમેરા ક્લોઝઅપમાં લે છે અને એક સ્ટીલની સેફ્ટીપિન જાળવીને ચડ્ડીનો બેલ્ટ કસી દે છે. આઇસક્રીમ કેન્ડી લઈને જતા ભર્યા ભર્યા હાથ, આત્મવિશ્વાસથી ભરી ભરી પીઠ અને લોંગ શોટમાં ઝિલાય સહેજ પાછું વળીને મસ્તીની છોળ ઉડાડતો મલકાટ! એની ધરપતભરી અછડતી નજર જાણે કહેતી જાય, 'કોઈ છે, આટલામાં જ છે. ગમે ત્યારે કોઈ અણીની પળે આવીને હાથ સાહી લેશે, સંભાળી લેશે. જાહેરમાં નહિ થવા દે ફજેતી! નહિ બનવા દે તમાશો'! આ તો નરસિંહનો જ વારસદાર લાગ્યો! જો કે દરેક બાળક જ્યાં સુધી ભયને ઓળખતું નથી ત્યાં સુધી તો 'નરસિંહ' જ હોય છે ને? ભગવાન કેવળ ભક્તની ભેર તાણે એવું કદાચ મધ્યકાળમાં બનતું હશે પણ આજના સમયમાં ભગવાન અને ભક્ત બન્નેનું સ્વરૂપ બદલાવું જ રહ્યું. આજે જો ભગવાન શામળશારૂપે બારણે ટકોરા દે તો પહેલાં તો એમણે પણ આધારકાર્ડ જ રજૂ કરવું પડે! આજે જો ભગવાન હોય તો (?) 'માણસ'રૂપે જ હોઈ શકે! અરે સેફ્ટીપિન લંબાવતા હાથરૂપે પણ હોઈ શકે!

હા, આવી જ રીતે મને એ ધુંઆધારના માર્ગે મળેલો!

જબલપુર ભેડાઘાટનો એ ધુંઆધાર ધોધ. અગણિત ધારાઓનું એ ઊજળું ઊજળું આહ્‌વાન... ફિણોટાતાં જળ-વમળની ધવલ મનવારો... માર્ગમાં શ્વેતાંશુક (રેડ નહીં, શ્વેત કાર્પેટ) પાથરતા આવકારો... અછોઅછોવાનાં કરતા પ્રપાતના સંગેમરમરી આગ્રહો... ઉપરવાસના અમરકંટકના પહાડો, શિલાખંડોને શતસહસ્ર ધારાઓથી કાપતી, કોરતી, ખસેડતી, ધકેલતી, ઉથલાવતી, માત કરતી રેવા ખીણમાં છલાંગ મારતી રજ રજ વીખરાતી... ધુમ્મસ ધુમ્મસ થતી, વાદળ-જળની સંતાકૂકડી રમતી નીચે ઊતરતી... જળ શિકરોથી વધાવવા ઉત્સુક નર્મદાના નિમંત્રણને ટાળવું

શી રીતે? પરોણાગત કરવા થનગનતા પ્રવાહને જોઈ થાય કે જો મરવાનું સ્થળ અને રીત પસંદ કરવાનું વરદાન મળે તો વરમાળા આ ધુંઆધારના કંઠે જ! ઊડી જવાનું રજ રજ ધૂમ્ર બિન્દુ થઈ! મરવાના વિચારે જીવને ઉચાટ નથી, છેવટે પોઢીશ તો મારી દુધભાષાના ખોળે. ઘરઆંગણે વહેતી નર્મદાના વિશાળ પટને વળગી 'જાદુ કી ઝપ્પી' લેવાની તલબ જાગે પણ આંખોનાય ઉલ્લમ્બ બાહુ ઊણા પડે! એનો વ્યાપ કોઈ મહારાણીનો ઑ પાડે. ગમે પણ, નજીક જવાની હિંમત ન ચાલે. જ્યારે ભેડાઘાટની રેવાનો રેશમિયો પાલવ સોડમાં લપાવવાનું ઇજન આપતો લાગે.

આપણે તો 'માંહી પડીને મહાસુખ માણનારાં!' ધોધનો સહસ્રમુખી ધસમસતો, જલધૂલિ ઉડાડતો પ્રવાહ જોઈ, એની ગર્જનાઓ સાંભળી નાહવાનો વિચાર ક્યાંક લપાઈ જવા માટે ખૂણો શોધે એ પહેલાં મારા માછલિયા જીવે શોધી કાઢ્યો એક મોટો ખડક! એના કારણે ત્યાં પ્રવાહ કંઈક ધીમો ને સહ્ય હતો. ખડકની આડશ ઘણી ધરપત આપતી હતી. વેગે ધસી આવતી મસ્તીભરી રેવાની લહેરો મારા અંગે ચાંદની ચોળતી રહી. લગ્ન વખતે પીઠી ચોળવાનો વિધિ રહી ગયો હતો, એની રેવાને ક્યાંથી ખબર?

નાહીને બહાર નીકળ્યાં તો યાદ આવ્યું કે સવારથી કંઈ ખાધું નથી. કાંઠા પર બનેલી વાંસની ગુમટીમાં હાથેકનો ઘૂમટો તાણીને એલ્યુમિનિયમની મોટી તપેલીમાં ચણાના લોટનું ખીરું અડવાળતી ઘરવાળી અને ત્રાજવે લીલાંછમ્મ ભજિયાં તોલતો ઘરધણી. બેસી પડ્યાં અમે મૂઢા પર. બાજુમાં ખાટલા પર એક વિદેશી યુગલ ખાખરાના પડિયામાં પકોડિયાં ખાતું હતું. લોટ ઓછો ને મેથીની ભાજી ઝાઝી! આકાર એવો કે ભજિયાંની કળીઓ લાગે! આજે ભૂખ ભલી લાગી!

વળી એ જ પ્રપાતનો પોકાર! હું અને હર્ષદ એનો સંગ વધુ ને વધુ માણવાના લોભે, કાંઠે કાંઠે એને જોતાં-સુણતાં ધીરે ધીરે ચાલતાં રહ્યાં. ક્યાંક સુધી સ્વાદ મમળાવતું બાળક શરબત છાંટેલો બરફગોળો ચૂસ્યા કરે કંઈક એવી અમારી લાલચ! ઘડી ઊભાં રહેતાં. ઊભાં રહેતાં એક અજબ સમ્મોહનનો પાશ ભયભીત કરે! એની સાથે આંખ મળતાં થાય હમણાં ખેંચી લેશે આગોશમાં! ન યયૌ ન તસ્થૌ. ન ઊભા રહી શકાય ન ડગલું માંડી શકાય! આમ અમારી ને પ્રપાતની વિલંબિત–દ્રુત સંગતિ ચાલતી હતી ત્યાં અચાનક લયભંગ થયો!

'અરે!!' બોલતાં હું અડવડિયું ખાઈ ગઈ. એ તો હર્ષદે મને સાહી લીધી નહીંતર મેં માપી લીધી હોત દો ગજ જમીન! સહેજ સ્થિર થઈ વાંકા વળી જોયું. મારા સ્લીપરની પટ્ટી તૂટી ગઈ હતી. સ્લીપર હાથમાંથી નીચે મૂકી ઊંચું જોવા ગઈ ત્યાં મારી નજરના કેમેરામાં એક લંબાયેલો હાથ ઝિલાયો. એ હાથમાં સેફ્ટીપિન હતી! હું કંઈ સમજું એ પહેલાં મારી આંખમાં આંસુ ધસી આવ્યાં. ઝળઝળિયાં લૂછતાં એ હાથ લંબાવનાર સામે જોયું. અમારાથી થોડાં ડગલાં આગળ ચાલતી એ પ્રૌઢા મારો અવાજ સાંભળીને પાછી વળી હતી! સેફ્ટીપિન લીધી તો એણે ગળામાંની

કાળાં મોતીની માળામાંથી બીજી સેફ્ટીપિન કાઢી અને ધરી. મેં ગદ્‌ગદ થઈને ના પાડી. એ આગળ ચાલવા માંડી. અરે મેં એનું નામેય પૂછ્યું નહીં? પણ પછી થયું એનું નામ નર્મદા જ હોય ને!

એ જતી રહી પણ આખા રસ્તે મારું મન એની કાળાં મોતીની માળામાં સ્વામિનારાયણની કંઠી શોધતું રહ્યું! બાની કંઠી એટલે અમારી સંકટ સમયની સાંકળ! એમાં નાની-મોટી કેટલીય સેફ્ટીપિનો લટકતી રહેતી. બહાર જતાં છેલ્લી ઘડીએ ફ્રોકનું બટન કે સ્કર્ટની ક્લિપ કે બ્લાઉઝનું હુક તૂટે, તો પહોંચી જવાનું બાની કંઠીના શરણે! અણીની પળ એ સાચવી લે. તરુણાવસ્થામાં પ્રવેશતાં મોટી બહેને લીધો મારો હવાલો. એય બાની વારસદાર તો ખરી ને!

મોટી બહેન સોનામાં પરોવેલી તુલસીના પારાની કંઠી પહેરે. ઘરમાં જ્યાંથી અને જ્યારે સેફ્ટીપિન મળે એટલે લટકાવી દે કંઠીમાં. એ જમાનો 'કેર ફ્રી'નો ન હતો. ગામના ખત્રીને ત્યાંથી સસ્તામાં લાલ રંગની બાંધણી લાવવાની. પૂર્ણ સ્ત્રી હોવાની ધન્યતા કે કોઈ એવા ખ્યાલ વિના જ રજસ્વલા બનવાના ક્રમને દુર્ઘટનારૂપે સ્વીકારી લેવાનો. જાણે કોઈ અપરાધ થઈ ગયો હોય એમ મોટી બહેન આખીય ઘટના વિશે ઇશારામાં વાત કરતી અને હું પણ જાણે સજા ભોગવતી હોઉં એમ ઓરડામાં ગોંધાઈ રહેતી! શાળાએ તો જવું પડે. એ દિવસોમાં ગણવેશની સફેદી સેફ્ટીપિનો સાચવતી. આ આફત પાછી એકલી ન આવતી, પેકેજમાં આવતી! બંધનોનાં બુલેટિન બહાર પડતાં – 'અત્યારથી સાચવવી પડશે. શો કળજગ આવ્યો છે, હજી તો સોળમુંય નથી બેઠું ત્યાં તો...' પછી તો આ નહીં, તે નહીં, પેલું નહીં... એમ વર્જનાઓની વણજાર ચાલે!

મારેય કહેવું હતું – 'આ બાંય વગરની બ્લાઉઝ જેવી, કહેવાતી બ્રામાં મારે પોટલા જેમ નથી બંધાતું, કાળા ડામર રોડ જેવા ત્રણ ત્રણ નાડાના આંકા મારી કેડને કનડે છે. ઓરડાના અંધારામાં સુકાતાં મારાં આંતરવસ્ત્રની હવડ વાસ મને ગૂંગળાવે છે. મારે તાજી હવાનો ઊંડો શ્વાસ લેવો છે.' ઘણુંય કહેવું છે પણ આજે સાઠે પહોંચ્યા પછીય ક્યાં કહી શકાય છે બધું?

અરે, બસમાં બાજુમાં બેસીને ઝોકાં ખાતા સહપ્રવાસીને પણ ક્યાં કહી શકાય છે કે 'ભાઈ સીધા બેસો!' જવાબ રોકડો તૈયાર, 'એવું હોય તો સ્પેશિયલ ટેક્સીમાં જાવ ને!' જોકે ત્યારેય આ સેફ્ટીપિન કુમકે આવતી. પહેલી નોકરી દૂર જૂનાગઢ જિલ્લામાં મળેલી. શનિ-રવિ અમદાવાદ આવું ત્યારે રાતની બસ લેવી પડે. કન્ડક્ટર ટિકિટ કાપી, હિસાબપત્રક ભરી જેવો લાઇટ બંધ કરે કે અદબ વાળી બેસી જવાનું. જે દિશામાંથી ગેરીલા ત્રાટકે એ હાથમાં મોટી ધરી રાખેલી ખુલ્લી સેફ્ટીપિન સંભાળી લે આખો મોરચો!

નાની સેફ્ટીપિન જાણે સાડીનો પર્યાય! પહેલી વાર પી.ટી.સી કરતી ભત્રીજીને સાડીના છેડાની પાટલી વાળી પિન મારતી જોઈ, ત્યારે સમજાયું કે એની ખાદીની

સાડી ચોળાતી કેમ નથી. પછી તો એવી આદત પડી ગઈ કે સેફ્ટીપિન મારી ન હોય તો જીવ પડીકે બંધાયેલો જ રહે! થાય કે પાલવ સરક્યો કે સરકશે!

એક વાર આપણા જાણીતા સાહિત્યકાર રાધેશ્યામ શર્માએ દિવાળી ગ્રીટિંગ્સમાં 'સેફ્ટીપિનોપનિષદ' મોકલેલું. એ પુરુષે રચેલું હતું. મારી, 'સ્ત્રી'ની 'સેફ્ટીપિન કથા' નાનાં વૃત્તાંતોમાં છુપાયેલાં મોટાં મોટાં દર્શનોનાં બીજ ધારણ કરીને બેઠી હોય! કદાચ! આમ જ અમસ્તાં કોઈ નાનકડી નજીવી પિન જડી જાય અને સચવાઈ જાય કોઈ કંઠી કે માળામાં. ખબર નહીં, ક્યારે કોને અચાનક જરૂર પડે?

---

**સાભાર સ્વીકાર :**

***આમ હોવું*** *(કાવ્યસંગ્રહ, ૨૦૧૮)* ***: અજય સરવૈયા.*** *પ્ર. : રંગદ્વાર પ્રકાશન, જી-૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદાસાહેબનાં પગલાં પાસે, નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯. સંપર્ક : (૦૭૯) ૨૭૯૧ ૩૩૪૪. પૃ. ૯૬, મૂ. રૂ. ૧૨૦.*

***ધારો કે આ વાર્તા નથી*** *(વાર્તાસંગ્રહ, ૨૦૧૮) : હિમાંશી શેલત. પ્ર. : અરુણોદય પ્રકાશન, ૨૦૨, હર્ષ કૉમ્પલેક્સ, ખત્રી પોળ, પાડા પોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧. સંપર્ક : (૦૭૯) ૨૨૧૧ ૪૧૦૮. પૃ. ૧૦૪, મૂ. રૂ. ૧૦૦.*

***આનંદની ધૂણી ધખાવી બેઠેલો સાધુ (ઘનશ્યામ દેસાઈ*** *સમૃતિગ્રંથ, ૨૦૧૮) : સં. ઊર્મિ ઘનશ્યામ દેસાઈ, દીપક દોશી. પ્ર. : ભારતીય વિદ્યા ભવન, કુલપતિ મુનશી માર્ગ, ચોપાટી, મુંબઈ ૪૦૦ ૦૦૭. પૃ. ૧૮૬, મૂ. રૂ. ૩૫૦.*

અનંતકુમાર સિંહ * જમાનાની લપડાક
હિંદીમાંથી અનુવાદ : ડૉ. રજનીકાન્ત એસ. શાહ

ગામડામાં પહેલાં ચોતરાની સગવડ રહેતી. ત્યાં આબાલવૃદ્ધ બેસતા-ઊઠતા અને દુનિયાભરની વાતો કરતા હતા, પણ ગામમાં પણ હવે સુમેળ અને એકતાની ભાવના રહી નથી. છતાંય થોડાક અપવાદોને બાદ કરતાં હજી પણ વૃદ્ધોનું પરસ્પર મળવાનું, એકબીજાનાં દુઃખ-દર્દ સાંભળવાની એકતા જળવાઈ રહી છે. તેમાંય આપણું જોખનપુર ગામ તો એનો આદર્શ નમૂનો છે. હવે અહીંયાંનાં બાળકો મોટાં થઈને કોઈ ને કોઈ નોકરી-ધંધામાં ગોઠવાતાં જાય છે. હવે વીસ-પચ્ચીસ વર્ષ પહેલાં જેવી વાત નથી રહી, જ્યારે આ બસો ઘરની વસ્તીમાં દસ જ જણ નોકરી કરતા હતા. આજે તો એક પણ ઘર એવું નથી જ્યાં નોકરી-ધંધો ન હોય! જો એવું ન હોય તો પણ એ ગામનો માણસ ગામમાં, બજારમાં કે શહેરમાં નાનોમોટો ધંધો તો કરતો જ હોય છે, ઇજારાનું કામ કરે છે અથવા કોઈ કંપનીની એજન્સી લઈ રાખી છે. બીજું તો ઠીક, ગામને અડીને આવેલા વગામાં જ્યાં મજૂરોની વસ્તી છે અને જે લોકો ખેતમજૂરી કરતા હતા, તેઓ પણ હવે બાજુના શહેરમાં રોટલો રળવા જાય છે. કેટલાક મુંબઈ, સુરત, પંજાબ જઈને વસેલા છે. ખેતીકામ તો લગભગ બંધ જ છે. ભણતર પ્રત્યેનો ઝોક આ જ કારણે છે. પહેલાં તો આવડા મોટા ગામમાં પાંચ-સાત લોકો જ કોલેજ કે યુનિવર્સિટી સુધી પહોંચતા હતા. અરે, હવે તો મજૂરવાસમાંથી પણ છોકરાઓ નિશાળે જવા માંડ્યા છે.

રામસકલબાબુ ખાસ્સી વારથી વિચારી રહ્યા છે. તેઓ થોડીક વારમાં ગામના છેડે આવેલા મેદાનમાં જવા માટે ઘેરથી નીકળશે. ત્યાં માતાજીનું મંદિર છે. ચોતરા પર એક-બે કલાક એમની ઉંમરના પંદર-વીસ લોકોની બેઠક જામે છે. ક્યારેક તો આ સંખ્યા પચ્ચીસ-ત્રીસે પણ પહોંચી જાય છે. એ જ જૂના જમાનાની વાતો, ખેતીની બેહાલી, જમાનાની લપડાક, લગ્નપ્રસંગો તો ક્યારેક દીકરા-વહુઓ, પુત્ર, પુત્રીઓની જીદ. એના લીધે સમદુઃખિયા અથવા તકલીફોથી ઘેરાયેલા લોકો નિકટ આવી જાય છે. તેઓ પોતાના મનની વાતને, છૂપી પીડા એકબીજા પાસે ઠાલવીને પોતાનું દુઃખ હળવું કરે છે. રામસકલબાબુ શરૂથી જ માનીતા મુખી રહેલા. હવે ઉંમરને કારણે બધું ગમતું નહિ હોવાથી છોડી દીધું પણ એમના એ જમાનાને પંચાયત અને પ્રદેશના લોકો વાગોળતા રહે છે. આમ તો તેઓ એવા ગામતા, સહૃદયી અને પરોપકારી છે કે એમને બધા જ પોતાના મનની વાત કરે છે, સુખ-દુઃખ વહેંચે છે અને તેઓ બને એટલો સહકાર આપે છે. ગામના લોકોનાં મન અને સ્વભાવ બદલાયાં છે. હવે પહેલાં જેવું રહ્યું નથી કે ઘરનો વડીલ કે ગામનો કોઈ વડીલ કહે તો એની વાત બધા માની લે. અગાઉ તે લોકો તો કોઈની ખોટી વાતો

કે આચરણની ભૂલ પર ઠપકો પણ આપતા હતા. પણ હવે એવું રહ્યું નથી. છતાંય રામસકલબાબુની તો વાત જ નિરાળી છે.

રામસકલબાબુ જેવા લોકો ખુશનસીબ છે. પહેલાં તેઓ વિચારતા હતા કે બે દીકરા હોત તો સારું થાત! પણ રામસકલબાબુ બે તો શું ત્રણ-ચાર દીકરાવાળા લોકોની દુર્દશા જુએ છે. રામપદારથભાઈના ચાર ચાર દીકરા, આ ચારેય શહેરમાં બાળ-બચ્ચાં સાથે જુદા જુદા રહે છે અને અહીંયાં ગામમાં રામપદારથભાઈ પત્ની જોડે એકલા. ત્રણ છોકરાવાળા મુરારી, જગતનંદન, કિશોરી, પ્રભુનાથ, શિવકુમાર, રાજકુમાર અને વિભૂતિની પણ આ જ દશા છે. બે દીકરાવાળા ચંદ્રમા, રાધેશ્યામ, રામધારી જેવા ઘણા લોકો. ભોલા અને શિવપ્રસન્ન જેવા એકના એક છોકરાવાળાની પણ આવી જ દશા.

વધારામાં, અહીંયાં આસપાસમાં એક ડઝનથીયે વધારે પરિવારો છે, જેમના દીકરા કે દીકરાઓ આર્મી, મિલિટરી કે રાજ્ય સરકારમાં પોલીસના પદ પર છે, જેમની પાસે પોતાની જોડે પરિવારને રાખવા યોગ્ય વાતાવરણ કે સગવડ નથી. આમ તો તેમની પત્ની એમની સાથે તો નહિ પણ બાળબચ્ચાં સાથે પાસેના શહેર આરામાં રહે છે, પત્નીને ગામમાં સાસુ-સસરા સાથે રહેવાનું ગમતું નથી. બાળકોને ભણાવવાના નામે એમને પતિ તરફથી મંજૂરી મળી ગઈ છે. રામસકલબાબુ આ બધાનાં કારણો વિશે ગંભીરતાપૂર્વક વિચારી રહ્યા છે. ખૂબ જ વિચાર્યા પછી એ તારણ પર આવ્યા કે સુખી ઘરની છોકરીને માબાપ સામાન્ય અથવા અતિસામાન્ય પરિવારના છોકરા જોડે નોકરી હોવાને કારણે પરણાવી દે છે. છોકરીના વિચાર, માનસિક સ્તર તેમ જ બાળપણથી જ જોયેલાં અને ભોગવેલાં સુખસમૃદ્ધિનો અહીંયાં મેળ જામતો નથી. નોકરિયાત છોકરો વધુમાં વધુ તો મેટ્રિક કે ઇન્ટર આર્ટ્સ હોય છે, કોઈ કોઈ તો સ્નાતક પણ... એવામાં છોકરી ગૂંચવાય છે. સાસરીના રિવાજ, સંસ્કાર, આચારવિચાર, જીવનસ્તર એને ગમતા નથી. ગામ તો જાણે કરડવા ધાતું હોય! આવી મનોદશામાં તે પિયરમાં રહેવાનું બહાનું ખોળે છે. પતિ પર દબાણ લાવીને કે પછી બાળકોના ભવિષ્યને આગળ ધરીને ભણાવવાના નામે શહેરમાં જતી રહે છે. સસરાના વિરોધને અવગણીને કેટલીય વહુઓ શહેરમાં રહે છે. દીકરો ચૂપ રહે છે કે મોંમાં આંગળાં નાખીને બોલાવીએ તો કહે કે સારું ભણતર અપાવવા માટે. આમાં પંચ, ગામ કે સમાજ કરે તો પણ શું કરે? બધા સ્વીકારી લે છે. કોઈ એવું પણ કેવી રીતે કહી શકે કે ભૂતકાળમાં પાછા વળી જાવ, છોકરાઓને ભણાવો નહિ! પહેલાં તો સોએ પાંચ-દસ જ ભણી શકતા હતા. પણ શું આજે એવું શક્ય છે? એવું હોવું પણ ન જોઈએ.

આમેય આ ગામમાં છે શું? અડખેપડખેનાં ગામોમાં પણ નિશાળ નથી. છે ખરી પણ સારી કહી શકાય એવી અંગ્રેજી માધ્યમની, લાવવા-લઈ જવા માટે બસની સગવડવાળી, ખાસ યુનિફૉર્મ અને ખાસ અભ્યાસક્રમવાળી સ્કૂલ ગામડામાં ક્યાં

છે? પત્નીઓને એ જ તો ગમે છે. આ તો હેસિયત બતાવવાનું બહાનું મળી ગયું છે. એવું કહેવાય છે કે ગામની સ્કૂલ-કોલેજમાંથી નીકળેલા છોકરાઓનો કોઈ ભાવ પૂછતું નથી. એ પત્નીઓ માટે શહેરમાં મોટું બજાર, ફાસ્ટફૂડ, બ્યુટીપાર્લર, સૌન્દર્ય-પ્રસાધનો, થિયેટરો પણ આરામથી મળી જાય છે અને ગામમાં રૂઢિચુસ્ત વાતાવરણ, ઓરડામાંથી આંગણા સુધીની સફર — કૂવામાંના દેડકા જેવી! બિલકુલ જેલ જેવું જ. હસવા-બોલવાની જરાય છૂટ નહિ, ટાપટીપ કરવાની પણ છૂટ નહિ, ઉપરથી સાસુ-સસરાની જોહુકમી અને દાબ. એવામાં ઉજ્જડ ગામમાં એરંડા પ્રધાન જેવા રામસકલબાબુ સાથે તેમની પત્ની, વહુ, પૌત્ર ગામમાં રહે અને દીકરો વિનોદ દિલ્હીમાં નોકરી કરે.

"અરે... સાંભળે છે વિનોદની મા! ચાર વાગ્યા.. હું મેદાનમાં જાઉં છું. થોડાક મકાઈના શેકેલા દાણા (ખારી સીંગ જેવા) અને પાકું જમરૂખ આપજે. પેલા ખાશે." જવા માટે તૈયાર થઈને રામસકલબાબુએ કહ્યું. પતિનો સ્વભાવ પત્ની બરાબર ઓળખે છે. કોઈને આપવા, ખવડાવવામાં તેમને આનંદ આવે છે. ક્યારેક તો તેઓ જાતે તકલીફ ઉઠાવીને પણ બીજાને મદદરૂપ બને છે. એવું કરવામાં એમને ઘણો આનંદ થાય છે.

"દાણા તો અર્ધો કિલોય નથી... જામફળ વધારે છે, લઈ આવું છું!"

"અરે વિનોદની મા! સાત-આઠ લોકોના દાંત દાણા ચાવવા લાયક રહ્યા છે. એટલા તો બહુ છે. પાકા જામફળ તો હું પોચા દાંતવાળા માટે તોડી લાવ્યો છું."

"ભલે આપું છું", તે લેવા માટે ગઈ.

ત્યાં ભાત ભાતની વાતો થઈ એમાં આજે પાછા ફરતાં મોડું થયું. ખાસ કરીને એ સમસ્યા ઉપર લોકો મોડે સુધી વિચાર કરતા રહ્યા પણ દુઃખ, ચિંતા અને સહાનુભૂતિ સિવાય એમાંથી કોઈ રસ્તો નીકળે એમ લાગ્યું નહિ.

ખરેખર તો, રામવૃક્ષભાઈ આજે ઘણા દિવસો પછી આવેલા. રોજ નહીં આવવા પાછળનું કારણ આળસ કે સંબંધોમાં મોળાશ આવી ગઈ હોય એવું નહોતું, બલકે સિત્તેર વર્ષની અવસ્થામાં જ ખૂબ અશક્ત થઈ ગયા છે. કેટલીય બીમારીઓ ઘર કરી ગઈ છે. હરવા-ફરવામાં પણ તેમને તકલીફ પડે છે. એનાથી આગળ તો એ કે એમની પત્નીની હાલત ઘણી બગડી ગઈ ગઈ છે. બે વરસથી પથારીવશ છે. કહેવા ખાતર તો તે બે છે પણ એ બધી છોકરાંમાંથી નવરી પડે ત્યારેને! નવરી પડી કે પોતાનો સાજ-શણગાર, ગામગપાટા ને ખાવા-પીવાનું. હા, નાસ્તો-પાણી પીરસવાની તો તેઓ મહેરબાની કરે જ છે પણ કરાવવાની બધી જવાબદારી રામવૃક્ષભાઈની. ખેર! જેમતેમ ગાડું ગબડતું હતું પણ નાની વહુને હવે એના બંને દીકરાઓની ચિંતા જરા વધારે સતાવે છે. ગામની શાળા એમને ગમતી નથી. કમને પોતાનાં બાળકોને ત્યાં મોકલે છે અને રોજ ભણતર અને શિક્ષકોને ભાંડે છે, જોડે જોડે પોતાના ભાગ્યને પણ. પરમ દિવસે તેણે સાસુને કહી દીધું કે – "આરામાં ઘર સમું

થઈ ગયું છે. હવે મારે છોકરાઓને લઈને જવું છે.''

જ્યારે મોટી વહુને આ વાતની ખબર પડી કે તરત જ તે બોલી ઊઠી, ''મારાં ત્રણ છોકરાં તો એના છોકરાં કરતા મોટાં છે. મારું ઘર તો એક મહિનાથી નક્કી જ છે. હું શરમમાં બોલતી નહોતી. મારા ભાઈએ તો ઘણી વાર ફોન કર્યા છે. હું આ મહિને જ જતી રહીશ.''

જ્યારે બંને વહુઓનો નિર્ણય રામવૃક્ષદંપતીએ જાણ્યો ત્યારે અવાક થઈ ગયાં. હવે શું થશે? કેવી રીતે આ બધું ઊકલશે! ખાવાનું બનાવવાનું, નાસ્તો બનાવવાનો, વાસણ-કૂસણ, કચરો-વાસીદું આ બધું રામવૃક્ષથી શી રીતે થશે? પત્ની તો તેમના ઉપર આધારિત છે. સમસ્યા ખૂબ ગંભીર હતી. બંને વહુઓમાંથી એક્કેય વહુ સાસુ-સસરાને પોતાની સાથે લઈ જવાની તો વાત જ કરતી ન હતી.

રામસકલબાબુની મંડળીએ છેવટે એમ નક્કી કર્યું કે દિલ્હી અને મુંબઈ રહેતા બંને દીકરાઓ સાથે વાતચીત કરવી. માબાપની અસહાય દશાથી તેઓ અજાણ તો છે જ નહિ પણ તેમને આ વાત કહેવી તો પડે જ. ચિંતામાં ડૂબેલા સહુ પોતપોતાને ઘેર ગયા. રામસકલબાબુએ બંને દીકરાઓના મોબાઈલ નંબર નોંધી રાખેલા. તેમણે ઘણા પ્રયત્ન કર્યા પણ કોઈ ઉકેલ આવ્યો નહિ.

ઘેર પહોંચતાં પહોંચતાં સાંજ પડવા માંડી. પત્ની બારણે ઊભી વાટ જોતી હતી.

''કેમ? આજે આટલી વાર?'' આવતાં જ પત્નીએ પૂછ્યું અને ફાનસના અજવાળે પતિના મોં તરફ જોયું.

''શું થયું? બહુ ચિંતામાં છો?

''હા, એમ જ છે. નવા જમાનાના લોકોનો ધડાકો છે...'' પછી રામસકલબાબુએ માંડીને વાત કરી. એ સાંભળતાં પત્નીનું મોં લેવાઈ ગયું. અંદરની ઉદ્વિગ્નતા ચહેરા પર છવાઈ ગઈ.

''ઘેર-ઘેર જોયું... અરે, એક જ ગણતરી... અરે અરે! હવે તો બંનેનું જીવન નરક જેવું થઈ જવાનું. શી રીતે એ લોકો જીવી શકાશે! હે ભગવાન! કેવો જમાનો આવ્યો છે!'' બોલતાં બોલતાં તો જાણે શબ્દો પણ થાકી ગયા. તે ચૂપ થઈ ગઈ અને ચિંતાની છાયા ચહેરા પર આવવા-જવા લાગી. રામસકલબાબુએ પણ ઊંડું મૌન સાધી લીધું.

ખાવાનું રાંધવા માટે પત્ની રસોડામાં ગઈ પણ રામસકલબાબુ એ જ અવઢવમાં ફસાયેલા રહ્યા. ખાસ્સા પ્રયત્નો કર્યા બાદ બંને છોકરાઓ સાથે એમની વાત થઈ શકી. તેઓ જાણતા હતા અને વાત પરથી એમ પણ લાગ્યું કે એમનો મોટો દીકરો સમજુ છે. વાતને સમજી શકે છે. એ વહેવાર સમજે છે. એટલે તો એણે કહી દીધું કે ''હું પત્નીને શહેરમાં નહિ જવા દઉં, પણ વહુ (નાના ભાઈની વહુ) જરાક વધારે અધીરી છે.'' એના માટે એણે એક રસ્તો પણ બતાવ્યો. બોલ્યો. ''એક રસ્તો એ

નીકળે કે બા અને બાપુજી પણ સાથે જાય. ત્યાં બધા લોકો ભેગા રહે. જોકે બા અને બાપુજી ઘર છોડીને જવા માટે રાજી નહિ થાય. સાથે એ વાત પણ ઉમેરી કે બાળકોને સારું શિક્ષણ મળવું પણ જરૂરી છે.'' નાનો દીકરો ચોખ્ખેચોખ્ખું કશું જ બોલી શક્યો નહિ પણ સારા શિક્ષણની વાત પર એણે પણ ભાર મૂક્યો.

રાત્રે વાળુ વેળાએ પત્ની સાથે રામવૃક્ષભાઈના બંને દીકરાઓ સાથે થયેલી વાતચીતની ચર્ચા કરી. પછી તેઓ મનોમન વિચારવા લાગ્યા. એકાએક ઉત્સાહમાં આવીને એમણે કહ્યું, ''વિનોદની બા! શું એવું ન બની શકે કે બેમાંથી કોઈ એક શહેરના ઘરમાં રહે, ત્યાં જ બંનેનાં બાળકો પણ રહે અને ગામમાં એક વહુ રહે!''

''ગામમાં તો મોટી વહુ જ રહે એવી છે. નાનીને તો ગામડામાં રહેવાનું નહિ ગમે. તે તો મોટા ભાગે શહેરમાં જ રહેલી છે અને શહેરમાં જ રહેવાનું પસંદ કરે છે,'' પત્નીની વાત સાથે રામસકલબાબુ પણ સંમત થયા.

''ભલે, આ વાત કરું છું. જોઈએ, શું થાય છે? સવારે રામવૃક્ષભાઈ સાથે આ મામલે વાતચીત કરીશું.''

''એ બધું તો બરાબર છે પણ તમે તમારા ઘરનો વિચાર કદીયે કર્યો છે ખરો?'' વાળુ કરી લીધા પછી પત્નીએ કહ્યું. રામસકલબાબુ આ સાંભળીને એકાએક ચોંકી ગયા. આશ્ચર્યચકિત થઈને પત્નીનું મોં તાકતા રહ્યા.

''આપણા ઘર વિષે? કેમ કશું છે?''

''હા, હું છેલ્લા પાંચ-છ મહિનાથી સતત સાંભળું છું, વેઠું છું, પણ મારાથી તમને કહેવાયું નહિ.''

''શું?''

''આપણી વહુ પણ છોકરાંને ભણાવવા માટે આરા જઈને રહેવાનું કહે છે.''

સાંભળીને રામસકલબાબુને જાણે કે તમ્મર આવી ગયાં. તેઓ પત્નીને તાકી રહ્યા, એમની આંખો છલકું છલકું થતી હતી.

''પહેલાં એ કહે કે વહુએ વિનોદને પૂછ્યું છે ખરું? એની સલાહ લીધી છે ખરી?'' એકાએક રામસકલબાબુએ પૂછ્યું.

''વહુની વાત તો જવા દો! મેં એને પણ પૂછેલું. તો એની પણ આ જ મરજી છે,'' પત્નીએ જે કહ્યું એ એમને વીજળીના ઝાટકા જેવું લાગ્યું. તેમને થયું કે તેઓ બેભાન થઈ જશે, જાણે તીક્ષ્ણ હથિયાર કોઈ એમની છાતીમાં ઘોંચતું હોય!

રામબાબુને વજ્રાઘાત થયો. સપનેય નહિ વિચારેલું કે વિનોદ, મારો વહાલો દીકરો, આવું પણ વિચારી શકે છે. છેવટે તો મારો જ દીકરો ને. દીકરાને શ્રેષ્ઠ બનાવવાની દરેક પિતાનીએ ફરજ હોય છે પણ વિનોદના ઉછેરમાં પતિ-પત્નીએ લોહી રેડી દીધું છે. ખાવા-પીવાનું, કપડાં, ભણતર, પરીક્ષાની તૈયારી, નોકરીનો પ્રયાસ કેટ-કેટલું એમણે કર્યું છે. એનું સાક્ષી આખું ગામ છે. વિનોદ પણ કહેતાં થાકતો ન હતો કે ''મારાં માતાપિતા માત્ર માબાપ જ નથી! તેઓ તો ભગવાનથીયે

વધીને છે. હું કેટલાય જન્મ લઉં તો પણ તેમના કરજમાંથી મુક્ત થઈ શકું તેમ નથી.''

ના, ના વિનોદ આવું બોલે જ નહિ. - એવું વિચારે જ નહિ. જો આવું કશું મનમાં હોત તો પત્ની અને બાળકોને દિલ્હી લઈ જ જાત ને! ...પણ પત્ની તો ખોટું ના બોલેને... વિનોદ એવું વિચારતો હોય તો અવશ્ય એવી જરૂર ઊભી થઈ હશે... એ એનાં બાળકોનું ભવિષ્ય સુધારવા માંગે છે... એમાં શા માટે આડા આવવું? શું કામ ના પાડવી? ...પણ સવાલ એ છે કે એણે માબાપનો વિચાર કેમ કર્યો નહિ? તે એની માને કહી શકતો હતો કે... તમે લોકો પણ ત્યાં જ રહો. બધા સાથે રહીએ અને બાળકોને ભણવાનું પણ મળે... ભલા રામવૃક્ષભાઈની તો એ વાત જ જુદી છે...

ભલે! કાંઈ વાંધો નહિ. અમારા બંનેની તબિયત પણ રામવૃક્ષભાઈ દંપતી કરતાં તો ઘણી સારી છે. હું પણ સિત્તેરે પહોંચવા આવ્યો છું. હવે તો પાકું પાન કહેવાઈએ. ગમે ત્યારે ખરી પડાય પણ અમે બંને મળીને ખાવાનું બનાવીને ખાઈ-પી લઈશું.

એકાએક રામબાબુએ અધીરા થયા વિના પત્નીને કહ્યું, ''સાંભળ વિનોદની બા! વહુને કહી દે કે અમારા તરફથી કોઈ વાંધો નથી. આરા રહીને ભણાવવા ઇચ્છતી હોય તો ત્યાં જઈને ભણાવ.'' બોલતાં બોલતાં રામસકલબાબુ જાણે ક્યાંક ખોવાઈ ગયા. પત્ની જોતી જ રહી ગઈ.

રાત્રે રામસકલબાબુએ વાળુ કર્યું નહિ. એમને ભાવતું ભોજન હતું, ખાવાનો પ્રયત્ન કરતા રહ્યા પણ બે-ચાર કોળિયા ખાતાં-ખાતાં તો તેમનું મન ભરાઈ આવ્યું. પત્ની તો ખાવાનું અડી પણ શકી નહિ. ચોખ્ખી ના ભણી દીધી, ભૂખ નથી, આજે ગમતું લાગતું નથી.

''બા! બાપુજીએ ખાધું નથી, તમે પણ નહિ... કશું થયું છે?''

''ના... ના... કંઈ નહિ... હવામાન એવું છે ને,'' આમ કહીને વાતને વાળી લીધી.

રાત્રે બંનેમાંથી કોઈનેય ઊંઘ આવી નહિ. બંને એકબીજાથી નજરો બચાવીને જાગતાં પડ્યાં રહ્યાં અને પોતાની રીતે વિચારતાં રહ્યાં. ખબર નહિ કેમ, રામરતન એમને વારેઘડીએ યાદ આવતો રહ્યો. રામરતનનું મકાન તો પડખે જ છે. આજથી લગભગ બાવીસ વરસ પહેલાં એને પત્નીના ઇલાજ માટે ચિંતિત જોઈને પૂછેલું. ખબર પડી કે રામરતન બાળક થાય એ માટે ઇલાજ કરાવે છે. પાંચ-છ કટ્ટા જમીનનો માલિક રામરતન મજૂરી કરતો હતો. મોંઘો ઇલાજ તે શી રીતે પરવડે? રામસકલબાબુએ એમાં હજારો રૂપિયા ખર્ચ્યા. એક દીકરી પણ હતી જે હાલ પરણી ગઈ છે ત્યારથી જ રામસકલબાબુએ એમની કુલ આઠ ગૂંઠા જમીન રામરતનને જ અરધા ભાગે ખેડવા માટે આપી દીધેલી જે આજે પણ તે જ ખેડે છે. હવે

રામરતન સુખી છે... પણ હવે રામરતન કેમ યાદ આવે છે, રામસકલબાબુને...!

સવારે ઊઠતાંવેંત જ એમણે પત્નીને પૂછ્યું- "વહુને કહી દીધું ને!"

"કેવી રીતે કહું! શું બધું સમું-સૂતરું ઊતરશે!"

"કેમ સમું-સૂતરું નહિ ઊતરે, જો દીકરો જન્મ્યો જ ના હોત તો કેવી રીતે પાર ઊતરત? એવું જ સમજ ને. આપણો રામરતન કેવો રહે છે?"

"રામરતન તો હજી પચાસેય નથી પહોંચ્યો. એના હાથ-પગ હજી સાબૂત છે."

"હું કહું છું ને. હમણાં જ કહી દે, બધું સારું થઈ જશે."

"ગામલોકો અને સમાજ શું કહેશે? એમની પણ આવી જ દશા છે, રામવૃક્ષભાઈ જેવા લોકો જેવી."

"મુખી પ્રણામ," અચાનક રામરતનને જોઈને રામસકલબાબુ ચોંકી ગયેલા. પતિ-પત્નીની વાતચીત અટકી ગઈ.

"અરે સો વરસનો થઈશ. તને હમણાં જ યાદ કરેલો."

"શું હુકમ છે?"

"ના, ના આમ જ. કેમ છે? કેવું છે તારે?"

"ખાતર લેવા માટે એક હજાર રૂપિયા જોઈએ છે."

"ભલે, આપું છું...." કહીને એમણે પત્નીને ઇશારો કર્યો.

પત્ની રૂપિયા લેવા ગઈ એટલે રામસકલબાબુએ રામરતનને પાસે બોલાવ્યો.

"રામરતન! એક વાત પૂછું છું. એનો જવાબ તું તારી ઇચ્છાથી અને દિલથી આપજે! એમાં વિવેક કે સંકોચને તારી પાસે જરાય આવવા દેતો નહિ. તું ભરોસો રાખજે રામરતન! જો તું ના કહીશ તો મને જરાય ખોટું નહિ લાગે. તારી જોડે મારો વહેવાર પહેલાં જેવો જ રહેશે. પહેલાંની જેમ અમારાં ખેતરોની અરધા ભાગે ખેડ પણ તારે જ કરવાની... ભરોસો રાખજે..."

"કહોને મુખી! તમે તો મારા માટે ભગવાનથીયે વધીને છો."

"ના રે ના રામરતન, તું તો મારા નાના ભાઈ બરાબર છે! ...હા... તો, એવું... શું આવું થઈ શકે... કે તારી પત્ની અહીંયાં ખાવાનું રાંધે, કચરો વાસીદું કરી દે. તમારા બંનેનું ખાવાપીવાનું પણ અહીં જ રાખવાનું. રહેવા માટે આ ઘર પણ તારું જ છે..."

"એમાં મને કે મારી ઘરવાળીને શો વાંધો હોઈ શકે. આ તો ઘણું સારું કહેવાય. હું રાજી છું..."

"હા, લે રામરતન! એક હજાર છે." પત્નીએ રામરતનના હાથમાં પૈસા મૂક્યા. બંનેની વાતચીત પણ પૂરી થઈ.

"ભલે, રામરતન આવજે, જો જરૂર પડશે તો હું તને કહીશ..."

"ભલે, જ્યારથી તમે કહો..."

"રામરતન શું કહેતો હતો?"

"રામરતન પત્ની સાથે અહીંયાં આપણી સાથે રહેશે... ખાવાનું બનાવશે અને અહીંયાં જ ખાશે. આપણા બંનેનું ખાવાનું પણ તે જ બનાવશે. ઘરની સાફસફાઈ પણ થતી રહેશે."

"લોકો શું કહેશે..."

"વહુ હમણાં તો પ્રેમથી રજા માંગે છે, પછી જબરદસ્તીપૂર્વક જતી રહેશે. ત્યારે લોકો શું કહેશે! તને પ્રેમથી પૂછે છે, તું પ્રેમથી હા પાડી દે, હા હમણાં જ જણાવી દે...! મારી ચિંતા તો રામરતને હળવી કરી દીધી છે... ભલે હું જાઉં છું રામવૃક્ષભાઈને ઘેર. એમનું કોકડું હજી ગૂંચવાયેલું જ છે..." રામસકલબાબુ એમ કહીને જવા લાગ્યા રામવૃક્ષભાઈના ઘર ભણી. એમના મોઢા પર સ્મિત હતું, આત્મવિશ્વાસ હતો અને ચાલમાં ઝડપ હતી.

'સોનાની દ્વારિકા' હર્ષદ ત્રિવેદી ઘણા સમયથી લખી રહ્યા છે તેવાં એંધાણ મળેલાં. અગાઉ કવિતા અને વાર્તામાં હર્ષદ પોતાનું કૌવત બતાવી ચૂક્યા છે. કવિતા એમના રસનો વિષય, વાર્તામાં પ્રયત્ન ઠીક ઠીક સફળ રહ્યો અને 'નિયત', 'અપૈયો' કે 'આઢ' જેવી વાર્તાઓ એમની પાસેથી પ્રાપ્ત થઈ. આમ તો હર્ષદ ત્રિવેદીએ કવિતાઓ લખવાની શરૂઆત કરી ત્યારથી એમનામાં સાહિત્યિક સૂઝ પ્રવર્તતી દેખાઈ છે. તેઓ નવલકથા લખી રહ્યા છે તેવું સાંભળ્યું ત્યારથી મનમાં એક વાત તો પાકી હતી કે હર્ષદે કાંઈક વિશિષ્ટ કક્ષાનું સર્જન કર્યું હશે. 'સોનાની દ્વારિકા' વાંચવાની ખૂબ તાલાવેલી જાગેલી. માર્ચ '૧૮ના 'પરબ'માં રઘુવીર ચૌધરીએ એના વિશે લખ્યું ત્યારે મનમાં વસી જ ગયું કે ચાલો, ઘણા સમય પછી એક સંતર્પક નવલકથા વાંચવા મળશે. મન-અંતર કોરું રાખી, મારા પોતાનાં નિરીક્ષણો વડે આ નવલકથાને પામવી હતી એટલે રઘુવીરભાઈના લેખને કે કિરીટ દૂધાતની પ્રસ્તાવનાને સ્પર્શ્યા વિના સીધો જ 'સોનાની દ્વારિકા'માં પ્રવેશ્યો છું.

આ નવલકથા બે-ચાર દિવસમાં વાંચી લેવી છે તેવો મનસૂબો કર્યો, પણ ત્રણ-ચાર પ્રકરણો વાંચ્યા પછી એમાંથી રસ ઊડી ગયો. એટલે પ્રથમ અસર મારા પર એ પડી કે એક વાચક તરીકે મને બાંધી રાખવામાં આ નવલકથા અસફળ રહે છે. વચ્ચે સામાજિક સંજોગોવશાત્ 'સોનાની દ્વારિકા'નું વાચન અટકી ગયું, પણ સરસ્વતીચંદ્રથી માંડીને આજ સુધીની અનેક નવલકથાઓ વાંચનાર 'સોનાની દ્વારિકા'થી એમ હાર માનીને પારોઠનાં પગલાં ભરે તેવો ભીરુ વાચક હું નથી જ. આ નવલકથામાં કુલ છત્રીસ પ્રકરણોમાં પ્રથમ નવલકથાની પીઠિકારૂપ છે તો છેલ્લું પૂર્ણાહુતિનું છે. બાકીનાં ચોત્રીસ પ્રકરણોમાં સખપર ગામના મનુષ્યોનાં જીવન-વૃત્તાંત સંપડાવ્યાં છે. એટલે કોઈ એક પાત્ર આ નવલકથાનો નાયક કે નાયિકા નથી. પાત્રોની આંતરિક અને બાહ્ય ચેષ્ટાઓ દ્વારા વ્યક્તિ-વૃત્તાંતો અહીં ઊપસ્યાં છે. આ સંદર્ભે વૃત્તાંત-કથક કહે છે તે જુઓ : *'મારે પણ હતી એક દ્વારિકા, ધમરખ સોનાની. એનાય ઝળહળતા કોટ-કાંગરા ને કેસરિયો ધ્વજ હવામાં લહેરાય!'* (પૃ. ૨૫). વૃત્તાંત-કથકની દ્વારિકા તે સખપર ગામ. *'વાર્તામાં જ આવે એવો, હરિની હથેળી જેવો પ્રદેશ, નામે ઝાલાવાડ એમાં એક ગામ. નામ ધારી લઈએ સખપર'* (પૃ. ૨૭). આમ કહીને વૃત્તાંતકારે સખપરની વિવિધ ચેષ્ટાઓ વર્ણવી છે. સખપર ગામનાં વાસ, ગલીઓ, મહોલ્લામાં વસતી પ્રત્યેક વ્યક્તિનો વૃત્તાંતકારને પરિચય છે. અહીં વૃત્તાંત-કથક વાચકને આ રીતે વિશ્વાસમાં લે છે : *'એવું તો નથી કે આ બધી ઘટિત-અઘટિત બિના મેં નજરે જોઈ છે. ક્યારેક સ્થૂળ આંખે જોઈ છે અને એની મર્યાદા આવી ગઈ ત્યાં અંદરની આંખે જોઈ છે અને એને ધારણ કરી છે. મારી હાજરી-ગેરહાજરી વચ્ચે*

*તો હું પણ ભેદ પાડી શકું તેમ નથી. તમામેતમામ ક્ષણનો હું સાક્ષી નથી છતાં છું. સૂક્ષ્મ પ્રકારે મારી સર્વજ્ઞ ચેતના પળેપળમાં વ્યાપ્ત છે'* (પૃ. ૨૭). વૃત્તાંત-કથકના આ એકરારમાં રહેલો ગર્ભિત અર્થ એટલો જ કે પરકાયારૂપે એ પાત્રોની ભીતરમાં પ્રવેશ્યા છે.

નવલકથાની પીઠિકા રસપ્રદ છે. સુરેન્દ્રનગરની બાજુમાં આવેલા સખપર ગામનાં આ વૃત્તાંતો છે ને વૃત્તાંતકાર ભીખલો, ભીખો છે. આમ તો મૂળ નામ વિદ્યાધર. એ પાંચ વરસનો થયો ત્યાં સુધી ભીખલો કરેલો એટલે એ ખોટું નામ ભીખો જરા આગળ વધી ગયું. *'હું મારા ચારેય વર્ણ અને ત્રણેય કાળને એક સાથે જોવા, સાંભળવા, સૂંઘવા, ચાખવા ને સ્પર્શવા આવ્યો છું આ ગામમાં'* (પૃ. ૩૦). ભીખાનું આ કથન જરા બોલકું અને નવી રાહ ચીંધનારું પણ છે. આ કથનને કારણે આ નવલકથામાંથી કાંઈક નવું પ્રાપ્ત થશે એવી અપેક્ષા જાગે છે.

સખપર ગામના પ્રથમ વૃત્તાંતમાં દાનો વણકર, ઉકો ચમાર, ભૂરો ભંગી વગેરેની વાસ્તવિક સ્થિતિ પ્રત્યક્ષ થઈ છે. પોત-પોતાના વાસના આ ત્રણેય નાયકોનાં વ્યક્તિચિત્રો લેખકે સંયમપૂર્વક આલેખ્યાં છે. ભૂરા ભંગીના નિત્યક્રમ અને સાફ-સફાઈ વખતે વરવાં લાગતાં દૃશ્યનું ચિત્રણ કોઈને પણ સૂગ ઊપજાવે તેવું છે. તો દાના વણકરની પરભંજતા પણ વર્ણવી છે. ગમ્ભા બાપુની દીકરી ખમાબાને દાનો વણકર કૂવામાંથી બચાવે છે. ગમ્ભા દરબાર આ ઉપકાર ભૂલતા નથી. એ દાનાની દીકરીના લગ્નનો તમામ ખર્ચ ભોગવે છે.

ઉકો ચમાર કોસ, ચંપલ વગેરે સીવીને પોતાનું ગુજરાન ચલાવે છે. ઉકાને તુલસી નામે એક દીકરો છે. ઉકાની પત્ની રામી, ઉકા કરતાં વયમાં નાની છે. એટલે ફાટફાટ થતી જુવાન રામી નાડોદના જાયમલ દરબાર સાથે ભાગી જાય છે. તુલસી અને ઉકો દુ:ખમાં દિવસો પસાર કરે છે. તુલસી ભણવામાં હોશિયાર એટલે વઢવાણની છાત્રાલયમાં ભણવા મોકલવામાં આવે છે. રજાઓમાં રોડના કામ વખતે પડી જતાં એ ડામરથી દાઝી જાય છે. એને ઉમરગામના સરકારી દવાખાને દાખલ કરવામાં આવે છે. તુલસીના શિક્ષક કરુણાશંકર પર તુલસીના મિત્રનો ફોન આવે છે. તુલસી પર માસ્તરને પહેલેથી સ્નેહ હોવાથી તાત્કાલિક એની ખબર કાઢવા માસ્તર ઉમરગામ જાય છે. ત્યાં ઝાડુ-પોતું કરતી એક બાઈને તુલસી જોઈ જાય છે. તે એની મા રામી હોય છે. કરુણાશંકર તે રામી જ છે તેની ખરાઈ કરે છે. રામી તુલસીને મળતાં અચકાય છે. પણ કરુણાશંકર એને હિંમત આપે છે. રામી કહે છે : *'મોટા સાયેબ! તમારી આગળ ખોટું બોલું તો મને મેલડી લે! હાત ભવેય વાંઝણી રહું. જુવાનીના જોમમાં હું ભાન ભૂલી જઈ'તી. ઇંના હનકારે ભાગી તો ખરી પણ હખ નો પામી'* (પૃ. ૫૧). જાયમલનું હાર્ટ એટેકથી મરણ થતાં રામી એકલી પડી જાય છે. કરુણાશંકર અને રામીની વિગત જાણી, આશ્વાસન આપીને તુલસીને સુરેન્દ્રનગરના દવાખાને લઈ આવે છે. આ પ્રસંગે કરુણાશંકર અને ગમ્ભાનું સમભાવલક્ષી કર્તૃત્વ ધ્યાનપાત્ર છે. પાત્રોનાં સંવેદનો વાચકને સ્પર્શી જાય તેવાં ઊપસ્યાં છે. ઉકા અને રામીના સંસારને

ફરીથી હર્યોભર્યો કરવાની કરુણાશંકર અને ગમ્ભાની રીતરસમમાં માનવતા પ્રકટી છે. પહેલાં ઉકાને પછી જાયમલના બાપ વનેસંગને સમજાવે છે. ગામમાં આવા પ્રસંગો બનવા તે નવાઈની વાત નથી પણ તેને સુલઝાવવામાં ડાહ્યા માણસોની હૈયાઉકલતમાં સર્જનકર્મ પાંખું પડે તો ધાર્યું પરિણામ ન પણ આવે. અહીં પરિણામ આવ્યું છે તે આ વૃત્તાંતની ફલશ્રુતિ ગણાય.

તાલુકા પંચાયત પદે બિરાજતા અનોપચંદભાઈ કે રામપીરનો ખેલ કાઢનાર બોથાભાઈ કે ઉત્તર ગુજરાતથી આવેલા ગંગારામ-અંબારામ કે અલીદાદા-અસગરચાચા કે પેમા મહારાજ – આ બધાં વૃત્તાંતોમાં લેખકે સખપર ગામને સાક્ષીભાવે રાખીને કથાઓ રચી છે. ક્યારેક આ કથાઓ સખપરા ગામની શોભામાં અભિવૃદ્ધિ કરતી દેખાય તો ક્યારેક આ કથાઓ અનુચિત બનીને લેખકની સર્જનાત્મકના સામે સવાલો પણ ઊભા કરે છે. ગામમાં પંચાયતની ચૂંટણી આવી રહી છે. તે સંદર્ભે તાલુકા પ્રમુખ અનોપચંદભાઈ સખપર આવ્યા છે. આ વખતે દલિત સરપંચ બને તેવી એમની ઇચ્છા છે. ચાલુ સરપંચ ગમ્ભા દરબાર (ગંભીરસિંહ) એથી ચમકે છે. પણ અનોપચંદભાઈ કરુણાશંકર માસ્તરને વિશ્વાસમાં લઈને એવી ગોઠવણ કરે છે કે દલિત તુલસીને સરપંચ બનાવવાનું નક્કી થાય છે. ગંભીરસિંહને તાલુકા પ્રમુખ બનાવવાની લાલચ આપીને માનવી લેવાય છે ને અનોપચંદભાઈ ધારાસભ્યપદે બિરાજે છે. અહીં ગ્રામ-જીવનની રીતરસમ સરળ બને તેવી ગોઠવણ માત્ર છે. તુલસીને સરપંચ બનાવ્યા પછી એનાં કાર્યોની સિદ્ધિઓ સંદર્ભે છેક ચોત્રીસમા પ્રકરણ સુધી કશો ફોડ પાડી શક્યા નથી તે કઠે છે.

આવું જ બીજું વૃત્તાંત બોથા દ્વારા ભજવાતી રામલીલાનું છે. રામાપીરનો ખેલ કાઢનાર બોથાભાઈ પર ચોરીનું આળ આવતાં પોલીસ એને પકડી જાય છે, પરંતુ માસ્તરની દરમિયાનગીરીથી બોથાભાઈ જામીન પર છૂટે છે ને નવરાત્રીમાં ખેલ પુનઃ શરૂ થાય છે. બોથાની રામલીલાની ભજવણીમાં દેખાતી નિષ્ઠા કરતાં કરુણાશંકરની પ્રસંગ સુલઝાવવાની કુનેહ અગ્રેસર થતી ભળાય છે.

આ વૃત્તાંતકથાઓમાં ત્રણ વૃત્તાંતો ભાવકનું ધ્યાન ખેંચે તેવાં બની આવ્યાં છે. ઉકા ચમાર અને જાદવજી મેરાઈની કુટુંબલીલામાં લેખકની કસાયેલી કલમનાં દર્શન થાય છે. તો કાન્તાબેન-કાનજીભાઈમાં બન્ને પાત્રોનાં વાણી-વર્તનમાં રહેલી સાહજિકતા સ્પર્શી જાય તેવી છે. જાદવજી ખેરાઈ કે કાન્તાબેન-કાનજીભાઈનાં વૃત્તાંતો અન્ય વૃત્તાંતો કરતાં પ્રમાણમાં દીર્ઘ અને પરિણામલક્ષી બની આવ્યાં છે.

જાદવજી મેરાઈના વૃત્તાંતમાં દ્વિધા છે અને બનાવ છે. સામાજિક વ્યવસ્થા સામે પડકાર પણ છે. જાદવજી સખપરનો માનીતો દરજી છે. માપ લેવામાં પાવરધો છે. રસીલા એની પત્ની છે. નાનો ભાઈ દુલો મુંબઈમાં દરજી કામ કરે છે. એક વાર દુલા સાથે મુંબઈ જઈને ગામમાં ફેશન લઈ આવેલી રસીલાને ફરીથી દિયેર દુલાનું મુંબઈ આવવાનું તેડું આવે છે. દુલાને મુંબઈમાં કામનું ભારણ વધી પડ્યું છે. હાથ

બટવારો કરવા એ રસીલાને મુંબઈ બોલાવી રહ્યો છે. રસીલા પતિ અને સસરાને સમજાવી મુંબઈ જવાનું નક્કી કરે છે. મુંબઈ આવ્યા પછી ભાભી રસીલા અને દિયેર દુલા વચ્ચેના સંબંધો ધીરે ધીરે વિકસે છે. રસીલાથી હેવાયો થયેલો દુલો રસીલા સાથે કરેલા કૃત્યથી અપરાધભાવ અનુભવે છે. જાદવજી સાથે બાળપણમાં વિતાવેલી પળો યાદ આવતાં એ પસ્તાય છે. રસીલા દુલા સાથે શયનસુખ માણે છે પણ ભીતરમાં એને પણ કલંકિત થવાનો ડર છે. એ તાત્કાલિક સખપર જવાનો નિર્ણય કરે છે. દુલાનો પસ્તાવો અને ભાભીનો ડર – આ બે પરિસ્થિતિઓ વચ્ચે બન્નેની વિખૂટા પડવાની પળો અસરકારક બની આવી છે.

મુંબઈથી સખપર આવ્યા પછી રસીલાને પુત્ર જન્મે છે. એનું નામ લલિત. બધાનું કહેવું છે કે લલિત દુલા પર ગયો છે. જાદવજીને રસીલા અને દુલાના સંબંધોની ખબર ધીરે ધીરે પડતી જાય છે. કોઈને ન કહેવાય કે ન સહેવાય તેવી એની સ્થિતિ છે. એક દિવસે દુલો જાદવજીના દીકરા પરસોત્તમને પોતાની સાથે મુંબઈ લઈ જવાનો પ્રસ્તાવ મૂકે છે ત્યારે જાદવજી કહે છે : *'લલિત, રસીલા અને બધાને તું સાથે લઈ જા.'* દુલો બધાને લઈને મુંબઈ જાય છે. થોડા સમય પછી રસીલા ભાગી જાય છે. અહીં જાદવજીને મૃત્યુ પામેલી મા સપનામાં સતર્ક કરે છે. એ બધી માયા સંકેલી ભગવાં પહેરી ઘરમાંથી નીકળી જાય છે. ગામલોકોને તો એમ કે *'જાદુભઈનું તો ઘણા ટેમથી સટકેલું જ હતું... તે ઈ હવે હાથ્ય નો આવે!'* આ વૃત્તાંતકથામાં જાદવજીની મૂંઝવણ, પિતાની પરખ-શક્તિ, રસીલાની સ્ત્રીસહજ ચેષ્ટાઓ અને દુલાનો અપરાધભાવ – આ કથાને રસપ્રદ બનાવે છે. સાથે સાથે પાત્રોના ભાવપલટા વૃત્તાંતને સ્પર્શક્ષમ પણ બનાવે છે.

કાળુ કુંભારના કથા-વૃત્તાંત વખતે માટીનાં વાસણ બનાવવાની પ્રક્રિયા લેખકે રસ લઈને દર્શાવી છે. વિજાપુરથી આવેલા બહુરૂપીઓ અંબારામ અને ગંગારામ કાળુભાને ઘેર ઊતર્યા છે. એમના બહુરૂપી વેશની વિગતો રસપ્રદ છે. લવજી લુહારની પત્ની જમનાકાકી બીમાર છે. જીવ જતો નથી. દત્તક લીધેલો પુત્ર અશોક હીજડો બની ભાગી ગયો છે. એનું એક વાર મોં જોવાની જમનાકાકીની ઇચ્છા છે. બહુરૂપી ગંગારામ અશોકનો વેશ લઈને જમનાકાકીને મળે છે. જમનાકાકીનો જીવ જાય છે. આટલા સુધી ગંગારામની પ્રક્રિયા ધંધાકીય છે, પણ પવૈયાના વેશમાં જ ગંગારામ જમનાકાકીને અગ્નિદાહ દે છે તેમાં છલોછલ માનવતા ઊભરી આવી છે.

અલીદાદા અને અસગરચાચાની પ્રગતિમાં લેખકે ચમત્કારના અંશો મૂક્યા છે. અહીં માત્ર અલીદાદાની જ વાતને અગ્રેસર કરી હોત તો વૃત્તાંત સ્પર્શક્ષમ બનવાની શક્યતા હતી. વાત આડે રસ્તે ફંટાઈ ગઈ લાગે છે. વાલાભાઈનો પરિવાર સ્વામિનારાયણ સંપ્રદાયમાં ભળ્યો તે વિગતો અને પેમા મહારાજના મુખે ચમત્કારિક વાતો લેખકે મૂકી છે. એકસાથે બેત્રણ વૃત્તાંતચિત્રણો સાથે લઈને લેખક ચાલતા હોવાથી તેવી કથાઓની અસરકારકતા નબળી પડી જાય છે. કોઈ એક વ્યક્તિ-

વિશેષ અહીં પ્રકટ્યો નથી. બધું વેરવિખેર અને વેરાયેલું લાગે છે. પેમા મહારાજનો શેઠની છોકરી સાથે થયેલો નયનમેળ તાલમેલિયો લાગે છે.

લેખક આ બધાં વૃત્તાંતો ઉપસાવવામાં કરુણાશંકરને ક્યારેક વીસરે છે તો ક્યારેક યાદ પણ કરે છે. ગામમાં ભારે વરસાદ આવે છે ત્યારે કરુણાશંકરનું વૃત્તાંત લેખકે રજૂ કર્યું છે. બારેય મેઘ ખાંગા થયા છે. મોટી વેણમાં પાણી ત્રણ-ચાર માથોડાં ઉપર વહી રહ્યું છે. તેવે વખતે કરુણાશંકર માસ્તર એમના મોટા ભાઈ સાથે શાળાનો પગાર લઈને પાછા ફરતા હોય છે. વેણને સામે કિનારે તે બરાબરના ફસાયા છે. તેમને બચાવવા માટેની ગામલોકોની ધમાલ કરુણાશંકર માસ્તર પ્રત્યેનો આદરભાવ સૂચવે છે. તરવૈયો નંદલાલ આ ધમાલના કેન્દ્રમાં છે. નંદલાલ બધાને બચાવે છે. વરસાદ બંધ થાય ત્યાં સુધીની તનાવભરી સ્થિતિનું વર્ણન સચોટ છે. વરસાદ બંધ થયા પછી કરુણાશંકરની ખબર કાઢવા આખું ગામ ઊમટી પડે છે. વાતવાતમાં માસ્તર પગાર લેવા ગયેલા તે યાદ આવે છે. બાવળના ડાળા પર લટકાવેલી પગારની થેલીની સહુને વાત કરે છે. માણસો શોધવા જાય છે પણ થેલી મળતી નથી. ગમ્ભા ફાળો ઉઘરાવીને શિક્ષકોને પગાર ચૂકવવાની વાત કરે છે. શિક્ષકો પગાર જતો કરવા તૈયાર છે, પણ માસ્તરનું મન માનતું નથી. એ પગારની વ્યવસ્થા જાતે કરવા માગે છે. તેમની પત્ની ઉષાબહેનને મોરહાર કે લોકીટ ગીરવે મૂકવાની વાત કરે છે. ઉષાબહેન તેમની વાત સ્વીકારે છે. તે દરમિયાન વેલો ઘાવરી આવી ચડે છે. તેનો છોકરો ચમન દાતણ કાપવા ગયેલો ત્યારે થેલી લઈ આવેલો. વેલો માસ્તરને કરગરતાં કહે છે : *'મોટા શ્યાહેબ મને માફ કરો! મેં તો કંઈ ગનો નથી કર્યો. પણ પરજા પેટપાકી નીકળી. મારા ચમનાને ખબર્ય કે તમે બાવળિયે પગાર બાંધીન આવ્યા સો... ચમનાને સું આખા ગામને ખબર્ય... ગામમાં બીજું કોઈ ખૂટલ નો નીકળ્યું ને આ એક મારો ચમનો... ઉઠલ પાનિયાંનો પાક્યો... પરોઢયે દાતણ કાપવા જિયો તાંણે આ લઈ આઇવો'* (પૃ. ૧૩૭). પછી વેલો આ વાત ગમ્ભા કે કોઈને ન કહેવા વિનંતી કરે છે. તે વખતે માસ્તર થેલી લેતાં કહે છેઃ *'તું ફિકર ન કર, વેલા! ગમ્ભાને તો શું હું મનેય ખબર નહીં પડવા દઉં! પણ ચમનને કહેજો મને એક વાર મોઢું દેખાડી જાય... હું બીજું કંઈ નહીં કહું એને... એટલું જ કહીશ કે તને તારા બાપનોય વિચાર નો આવ્યો?'* (પૃ. ૧૩૮). માસ્તરની આ વાતમાં વજૂદ છે. માસ્તરની નીતિરીતિ અને ગ્રામજનોનો આદરભાવ કરુણાશંકર માટે અમૂલ્ય મૂડી છે. આ મૂડીને અગ્રેસર કરવાની જરૂર હતી. કરુણાશંકરની ઓથે પ્રત્યેક વૃત્તાંતોનાં પાત્રો અન્ય વૃત્તાંતનાં પાત્રો સાથે માનવીય હરકતોથી જોડાય તેવી સંરચના કરવાનું લેખકને ફાવ્યું નથી. આ એમની મોટામાં મોટી અણ-આવડત છે. કોઈ એમ કહે કે આ તો વૃત્તાંતો છે એટલે તેનું અલગ અસ્તિત્વ હોવું જરૂરી છે. પણ ના, લેખકે અને પ્રસ્તાવનાકાર શ્રી કિરીટ દૂધાતે આ કૃતિને નવલકથા કહી છે. એટલે નવલકથાની રીતેભાતે પણ એની વસ્તુ-સંયોજના થવી જોઈએ. આ નવલકથાને સુગ્રથિત રાખવા માટે એક

સર્વસ્વીકૃત આલંબનની જરૂર પડે. એ પાત્રો નિમિત્તે હોય કે કૃતિની સંરચના નિમિત્તે હોય, આવું આલંબન રચવામાં લેખક નિષ્ફળ ગયા છે. જો એમણે ધાર્યું હોત તો કરુણાશંકરના પાત્રને આલંબન બનાવી આજુબાજુના પરિવેશને સુનિશ્ચિત કરી શક્યા હોત. લેખકે કરુણાશંકરને બેચાર વૃત્તાંતો પૂરતા ખપમાં લઈને છોડી દીધા છે. કરુણાશંકર જેવું ઉમદા પાત્ર હાથપગું હોવા છતાં એનો અધકચરો ઉપયોગ આ કૃતિને નવલકથા નહિ, પણ વૃત્તાંતકથાઓ કહેવડાવવા પ્રેરે છે.

ઘણાં એવાં નબળાં વૃત્તાંતો છે કે આ કૃતિમાં ન હોય તો પણ ચાલે. ભીખલાનો બાળપણનો પ્રસંગ આ બરનું વૃત્તાંત છે. વિદ્યાધર ગામધણી દરબારના પુત્ર જયવીરસિંહ સાથે કાયમ નિશાળે જાય છે. એમની સાથે ભણતો બીજો ભીખલો ખૂબ જ તોફાની છે. એણે જયવીરને લાફો માર્યો. તોફાની ભીખલાને બદલે વિદ્યાધરને ગામધણી માર મારે છે. ભીખલાને બદલે પોતાના દીકરાને માર પડ્યો છે તેવું જાણી ગયેલી મા દરબાર પાસે માફી મંગાવે છે. આ પ્રસંગ ખાસ પ્રભાવક નથી. આવું જ બીજું નબળું વૃત્તાંત કાંતિલાલ શેઠનું છે. આ વૃત્તાંતમાં ઘણી શક્યતાઓ હતી. પણ લેખકને માત્ર કાંતિલાલની શેઠગીરીમાં જ રસ છે એટલે એ રોળાઈ ગયું છે. જિત નામના ટેલિફોન ઓપરેટરવાળો પ્રસંગ રસપ્રદ ખરો, પણ સુમિજ્ઞાનું સાહસ અને સ્વીકાર સ્પર્શક્ષમ નથી.

પણ કાંતાબહેન અને કાનજીભાઈનાં વૃત્તાંતમાં ઉત્કૃષ્ટ અને સર્જનાત્મક પરિણામ આવી શક્યું છે. કાંતિલાલ શેઠની ભાવનગર ખાતેની સંસ્થામાં કામ કરતાં કાનજીભાઈ અને કાંતાબહેન કાંઈક વધારે સામાજિક સેવા કરવા સુરેન્દ્રનગર આવવાની ઇચ્છા ધરાવે છે. કાંતિલાલ શેઠ સહમત થાય છે. આ કામ ધનસુખભાઈને સોંપાય છે. શેઠની દોશી વિદ્યાલયમાં મહિલા આચાર્યની જરૂર હતી, જેથી કાંતાબહેનનું તો આચાર્ય પદે ગોઠવાઈ જાય છે. બીજી જગ્યા શિક્ષકની હતી, ને તે ખાલી થવામાં વાર લાગે તેમ હતું. એટલે કાનજીભાઈ ઇત્તર પ્રવૃત્તિઓ કરે છે. ફાજલ સમયમાં ગામની લાઇબ્રેરી વ્યવસ્થિત કરવાનું એ સ્વયં સ્વીકારે છે. બીજી સમાજોપયોગી પ્રવૃત્તિઓ દ્વારા લોકોની પ્રશંસા પણ મેળવે છે.

સુરેન્દ્રનગરમાં આવ્યા પછી કાંતાબહેન તો એમની આચાર્યની ફરજોમાં રત થઈ જાય છે. પણ કાનજીભાઈની નિઃસ્વાર્થ પ્રવૃત્તિઓ ચાલુ રહે છે. એમાંય એક ગાંડા માણસને સધિયારો આપીને એના જીવનમાં રોનક લાવવાનું મહત્ત્વનું કામ કરે છે. રેલવે સ્ટેશને ટૂંટિયું વાળીને સૂતેલા ગાંડાને માત્ર શાલ ઓઢાડવાનો જ કાનજીભાઈનો ઇરાદો હતો. અહીં તો ગાંડા પ્રભુ સાથે પરિચય થયા પછી એની સારસંભાળ રાખવા જેટલી હદે એ જાય છે. પ્રભુને ઘેર લાવે છે. ઘરના સભ્યની જેમ બન્ને એની સાથે વર્તે છે. બન્નેને પ્રભુનો અતીત જાણી એના આઘાતને હળવો બનાવવો હતો. પણ પ્રભુ એ વાત આવતાં જ ગુસ્સે થઈ જાય છે. છતાં એના પ્રત્યે આ દંપતીનો સ્નેહ ઓછો થતો નથી. એક દિવસે પ્રભુ પોતાનું મોઢું ખોલીને અંદર

આંગળાં નાખતો હતો ત્યારે કાનજીભાઈ એના મોંની તપાસ કરી અચરજ પામે છે. પ્રભુના મોંમાં માત્ર અડધી જ જીભ.

ધનસુખભાઈ કાંતાબહેનને સમાચાર આપે છે કે નવા સત્રથી કાનજીભાઈને શિક્ષક તરીકે નિમણૂક આપવાનું નક્કી થયું છે. કાંતાબહેનને સારું લાગે છે. પણ પોતે આચાર્ય અને કાનજીભાઈ સામાન્ય શિક્ષક – આ વિચાર એમને સંતાપ આપે છે. તે જાણે છે કે કાનજીભાઈ સ્વતંત્ર નિર્ણયો લેવા માટે જાણીતા છે. સલાહ આપી શકવા જેટલા સક્ષમ છે. પોતે એમની સલાહને નહિ અવગણે તેવું પાકું કર્યા પછી એ અતીતમાં ભૂલાં પડે છે. કાનજીભાઈ સાથે કેવી પરિસ્થિતિમાં પરિચય વિકસ્યો તે સ્થિતિનું સ્મરણ થાય છે. અલિયાબાડામાં સેવાદળની શિબિરમાં કાનજીભાઈએ આપેલા વક્તવ્યથી કાંતાબહેન પ્રભાવિત થાય છે. બન્ને એકબીજા પ્રત્યે આકર્ષાય છે. ત્યાં ઝીણાભાઈ બધાને કાંતાબહેનનો પરિચય કરાવતાં કહે છે કે કાંતા મુંબઈના જૈન અગ્રણી અને મોટા ઉદ્યોગપતિની દીકરી છે. આખી જિંદગી કાર્પેટ અને મોટરની નીચે પગ ન મૂકે તોય ચાલે. આ પરિચય ખુદ કાંતાબહેનને ગમ્યો નથી. પણ શું કરે? તવંગરની દીકરી જાહેર થયા પછીયે એ સાદગીમાં રહેવાનું પસંદ કરે છે.

અલિયાબાડાથી નીકળ્યા પછી સેવાદળના શિબિરમાં આવેલા સહુ રવાના થાય છે. કાંતાબહેન અને કાનજીભાઈને અમદાવાદ જવાનું હોવાથી બસમાં સાથે બેઠાં છે. કાંતાબહેનને કાનજીભાઈનો અતીત જાણવાની ઉત્કંઠા છે. કાનજીભાઈ પોતાના વિશેની રજેરજ વિગતો આપે છે. માલધારી સમાજનો એક છોકરો ભણવા માટે કેવા સંઘર્ષ કરીને વિદ્યાપીઠ સુધી પહોંચ્યો, તે જાણીને કાંતાબહેનને કાનજીભાઈ પ્રત્યે સહાનુભૂતિ જાગે છે. એ કાનજીભાઈનો હાથ પકડીને સાંત્વન આપે છે. કાનજીભાઈ કાંતાબહેનના મનને પારખી જાય છે. બન્ને મૂક સંમતિ આપી બેસે છે.

સરખી વિચારધારા ધરાવતાં હોવાથી બન્ને એકબીજાના પૂરક થઈને જીવે છે. કાનજીભાઈએ નિરધારેલા કામમાં કાંતાબહેન ક્યારેય અડચણરૂપ બનતાં નથી. બન્નેની માનવીય ચેષ્ટાઓ પ્રગટ કરવામાં કુનેહ વરતાય છે. ટ્રેક્ટર એક્સિડન્ટમાં ગુજરી ગયેલાં હરિજન દંપતીનાં બે અનાથ બાળકોને કાનજીભાઈ ઘરે લઈને આવે છે. એથી કાંતાબહેન ચિડાતાં નથી. પોતાની પ્રવૃત્તિઓમાંથી સમય કાઢીને આ બાળકોની સારસંભાળ લે છે. આ બાળકોને કાનજીભાઈનો મિત્ર ચિત્રસેન થોડા દિવસોમાં અનાથાશ્રમમાં મૂકવાનો છે. આ દરમિયાન ધનસુખભાઈ કાનજીભાઈની નિમણૂકનો પત્ર લઈને આવે છે. તે વખતે વાતવાતમાં કાંતાબહેન ધનસુખભાઈને કહી બેસે છે કે કાનજીભાઈ સુરેન્દ્રનગરમાં અનાથાશ્રમ ખોલવાનું વિચારે છે. ધનસુખભાઈ સંમત થાય છે. કાનજીભાઈ આ સંસ્થાનું નામ અનાથાશ્રમ નહિ, પણ શિશુસદન આપે છે.

પ્રભુની વીતક રજૂ કરવાનું લેખક ચૂક્યા નથી તે સારું થયું. પ્રભુ પોતાની વીતક કાગળમાં લખીને બન્નેને વંચાવે છે. પ્રભુ મૂળ ગુજરાતનો પણ ઈન્દોરમાં

મોટો થયેલો. પિતા બીજી સ્ત્રી સાથે હળી ગયેલા. માનું મૃત્યુ થતાં પ્રભુ ઘર છોડી દે છે. વડોદરા આવે છે. એક શેઠ એને પોતાને ઘેર રાખે છે. ત્યાં શેઠની બહેન એના પુત્ર સાથે શેઠને ત્યાં રહેવા આવે છે. બહેનનો પુત્ર બદમાશ છે. ખરાબ રવાડે ચડેલો. લેવડદેવડમાં પ્રભુના દેખતાં શેઠ અને તેની માતાનું ખૂન કરે છે. પ્રભુના મોંમાં છરો ઘુસાડીને એની જીભ કાપી નાખે છે. પ્રભુનો અતીત હૃદયદ્રાવક છે. દંપતી પ્રભુના દુઃખમાં સહભાગી બનીને પ્રભુનું જીવન પાટા પર લાવે છે. અહીં માનવ-સંબંધોની તીવ્રતા સાચે જ ધ્યાનપાત્ર છે, પ્રભુની હરકતો અને ક્રિયાઓમાં રહેલી વિરોધાભાસી સંવેદનાઓ વ્યક્ત કરવામાં દાખવેલું સર્જન-કર્મ નજર-અંદાજ કરવા જેવું નથી. એકંદરે આ વૃત્તાંત કૃતિની શોભા બની રહે છે.

ધારાસભ્ય અનોપચંદભાઈના અવસાન વખતના વૃત્તાંતમાં રાજકારણના તંતુઓ વિકસ્યા છે. કરુણાશંકરને ચિઠ્ઠી મળે છે, તેમાં અનોપચંદભાઈના અકાળે અવસાનની વિગતો વાંચી એમને આઘાત લાગે છે. અનોપચંદભાઈ પહેલેથી આ પંથકના કાર્યકર એટલે આ પંથકમાં એમની ભારે ચાહના હતી. તેમના મૃત્યુથી આખો જિલ્લો સ્તબ્ધ થઈ જાય છે. એમની અંતિમયાત્રામાં મુખ્ય મંત્રી પધારે છે. શોકાંજલિ આપ્યા પછી મુખ્ય મંત્રી કરુણાશંકરને વિશ્રામગૃહમાં પોતાની સાથે આવવા કહે છે. અનોપચંદની ખાલી જગ્યા પર માસ્તરને ચૂંટણી લડવા વિનંતી કરે છે. પણ માસ્તર પાયાના કાર્યકર તરીકે કામ કરવાની ઇચ્છા ધરાવતા હોવાથી ચૂંટણી લડવાની 'ના' પાડે છે. માસ્તરના સૂરમાં તેમની પત્ની સૂર પુરાવે છે : *'સિંહ તો છુટ્ટા જ સારા...'* પછી તો સુરેન્દ્રનગર જિલ્લાની બેઠકો પર ઉમેદવારોને ટિકિટ આપવાનું રાજકારણ ખેલાય છે. કરુણાશંકર પક્ષના મહામંત્રીને તાબે થતા નથી. એ તો જૂના ઉમેદવારોને ટિકિટ મળે તેના આગ્રહી છે. પક્ષનું મોવડીમંડળ કરુણાશંકરની અવગણના કરી સાતેસાત બેઠકો પર અજાણ્યા માણસોને ટિકિટ આપે છે. કરુણાશંકર એથી નાસીપાસ થતા નથી. કાર્યકરોને સાથે રાખી જૂના ઉમેદવારોને અપક્ષ ઊભા રાખી જિતાડે છે. અહીં કરુણાશંકરની લોકચાહના અને એમની કાર્યરીતિનાં દર્શન થાય છે.

પાન્ડોરાસાહેબની કામવૃત્તિ અને સંતોકની પરદુઃખભંજકતા અંકે કરવા જેવાં વૃત્તાંતો છે. બન્નેમાં રહેલી વાસ્તવદર્શી ઉપકારકતા વાચકના દિલને સ્પર્શી જાય તેવી છે. તો યુવાન ધરમશીની ભ્રષ્ટાચાર સામેની જેહાદ અને જગમાલની મહત્ત્વાકાંક્ષાઓ વર્ણવવામાં લેખક ધાર્યું પરિણામ લાવી શક્યા નથી. જીવરાજની કાર્યનિષ્ઠા અને ભગવાનસિંહ રાણાની માનવતા થોડી ગમે. તો મગની-રામની સમાધિ અને વરસાદનું વરસવુંમાં અંધશ્રદ્ધાને સમર્થન મળતું જણાય છે.

કૃતિના અંતે સોનાની દ્વારિકાના પ્રારંભ અને અંત વચ્ચે સેતુ રચી દ્વારિકાની મહત્તા સિદ્ધ કરવાની લેખકે મથામણ કરી છે. સૂક્ષ્મ ગદ્ય દ્વારા ડૂબી ગયેલી દ્વારિકાને ફરીથી પામવાની વૃત્તાંત-કથકની એષણા સામે અનેક સવાલો ઊભા થાય છે.

કથક કહે છે : *'હું મારા ચારેય વર્ણ અને ત્રણેય કાળને એકસાથે દેખાડવા, સંભળાવવા, સૂંઘાડવા, ચખાડવા ને સ્પર્શ કરાવવા આવ્યો હતો આ ગામમાં, એટલે કે મારા મનની દ્વારિકામાં, સોનાની દ્વારિકામાં!'* (પૃ. ૩૧૧). કથકના આ આભાસી સત્યને પડકારવાનું મન થઈ આવે. આ વૃત્તાંતોમાં લેખકે પાત્રોની માનવીય સંચેતનાને પ્રકટ કરવા માટે એવો કોઈ સેતુબંધ રચ્યો નથી કે જે ચારેય વર્ણ અને ત્રણેય કાળને સાથે રાખી શકે. *'હવે હું કૃષ્ણ છું. નહીં કાળો, નહીં કામણગારો. કર્તા છતાં અકર્તા. તમને બધાને મારા ગજા પ્રમાણે મારી કલ્પનાના વિરાટનું પ્રીતિ-અપ્રીતિ વિના દર્શન કરાવ્યું'* (પૃ. ૩૧૧). આમાં વૃત્તાંત-કથકની મર્યાદાની પ્રતીતિ મળે. પણ સોનાની દ્વારિકાનું કરાવેલું દર્શન સોના જેવું ઝળાંહળાં નથી. ક્યાંક પિત્તળ અને ચાંદીનો રણકાર સંભળાય, નહિ તો કથક પીપળાના પાન પર બાલમુકુન્દની જેમ મન તરતું રાખવાની ખેવના શા માટે રાખે?

એ તો સ્પષ્ટ છે કે વૃત્તાંત-કથકે સખપરને સોનાની દ્વારિકા કલ્પી છે. દ્વારિકા આવે એટલે કૃષ્ણ પણ આવે. સખપરમાં કૃષ્ણલીલા ક્યાં એવો પ્રશ્ન પૂછવા કરતાં નાયકનું કૃષ્ણકર્મ કયું એવો સવાલ જરૂર થાય. દ્વારિકાને સોનાની બનાવવા માટે કૃષ્ણે કરેલો પુરુષાર્થ આપણે સૌ જાણીએ છીએ. સખપરમાં કૃષ્ણકર્મ ખૂટે છે. કોઈ પણ વ્યક્તિ કે વ્યક્તિસમૂહો દ્વારા ગામની વિવિધ મુદ્રાઓ અંકિત થતી હોય છે. લેખકની સોનાની દ્વારિકાની પરિકલ્પનામાં આવું કોઈ વજૂદ દેખાતું નથી. પ્રથમ પ્રકરણમાં સોનાની દ્વારિકાની વાત વહેતી મૂકી વાચકને એમાં સંડોવ્યો. છેલ્લા પ્રકરણમાં વાચકને વિશ્વાસમાં લીધા વિના સખપર ગામ પોતાની સોનાની દ્વારિકા છે તેવું દઢાવવાની કરામત ખાસ કારગત નીવડી નથી.

કેટલાંક વૃત્તાંતો જોતાં મને એવું લાગી રહ્યું છે કે આ લેખક રેખાચિત્રો કરવા ગયા હશે પણ એમાં સફળતા ન મળતાં કથાનકોનું વૃત્તાંતકથાઓમાં પરિવર્તન કર્યું હોય! સમગ્રપણે જોઈએ તો આ કૃતિ માટે જે અપેક્ષા હતી તે સંતોષાઈ નથી. કેટલુંક વેરવિખેર અને ક્યારેક અવાસ્તવિક લાગે તેવું છે. રઘુવીરભાઈ અને કિરીટના લેખો વાંચ્યા વિના હું સીધો જ આ કૃતિ પાસે ગયો છું. આ બન્ને વિદ્વાનોના કૃતિ વિશેના પ્રતિભાવો સામે મારી પ્રતિક્રિયા રજૂ ન કરું તો આ બન્ને સાથે હું સહમત છું તેવું લાગે. કિરીટ દૂધાતે 'ઝૂલ, ઝાલાવાડ ઝૂલ' શીર્ષક તળે આ કૃતિની વિસ્તૃત ચર્ચા કરી છે. એમને આ કૃતિ Saya (મહાવૃત્તાંત) પ્રકારની લાગી છે. એમની વાત સાથે સંમત થઈએ, પણ મહાવૃત્તાંત રજૂ કરે તેવું આ કથાઓનું બર છે? ચાલો, આપણે એ પળોજણમાં પણ ન પડીએ. જે કથાનકો અને સંઘટકોનો વૃત્તાંતોમાં વિનિયોગ થયો તે એકરૂપ બનીને સખપર ગામને સોનાની દ્વારિકાની પીઠિકા પૂરી પાડે છે કે કેમ? લેખકે આ કૃતિને નવલકથા કહી છે. કિરીટ દૂધાત પણ આ કૃતિને નવલકથા માનીને ચાલ્યા છે. તો પ્રશ્ન એ પણ થાય છે કે આ કૃતિમાંથી કોઈ એવું સત્ય મળી આવે છે કે જે સખપર ગામને દ્વારિકાની સમકક્ષ મૂકી આપે. કિરીટ

દૂધાતે એમ કહ્યું છે : *'અહીં કોઈ નાયક નથી એટલે કથા વેરવિખેર છે એવું નહીં. એવાં કેટલાંક પ્રતાપી પાત્રો છે જેની આંગળી પકડીને કથા આગળ ચાલે છે. એમાંથી એક છે ગાંમની શાળાના માસ્તર કરુણાશંકર'* (પૃ. ૬). કિરીટ દૂધાતના આ વિધાન સાથે સહમત થઈ શકાય નહિ, કેમ કે કરુણાશંકરનો પ્રતાપ આ કૃતિમાં પ્રભાવ પાડે તેવું લાગવા માંડે તેવે વખતે સર્જક એમનો સંકેલો કરે છે. કોઈ કોઈ વૃત્તાંતમાં લેખકે એમને સાંકળ્યા છે, પરંતુ એમની વૈયક્તિક ચેતનાનો સર્જક લાભ લેવાનું ચૂકી ગયા છે.

. કોઈ પણ સાહિત્ય-સ્વરૂપની સમીક્ષા કરતી વખતે તેની અર્થમહત્તાને આપણે અંકે કરતા હોઈએ છીએ. કોઈ પણ સાહિત્યકૃતિ પાસે વાચક કંઈ ને કંઈ અપેક્ષા લઈને જતો હોય છે. આ અપેક્ષા કૃતિમાં ઊભરી રહેલાં સત્યોને પારખવા તરફની હોય છે. વાસ્તવનું સત્ય પેલી અર્થમહત્તાને સમર્થન કરે ત્યારે કૃતિ બળકટ બની આવે. અહીંયાં વાસ્તવ લીલા છે, પણ બાહ્ય અને ભીતરી ચેષ્ટાઓનો સમન્વય સધાયો ન હોવાથી જે તે વૃત્તાંતોનાં કથાનક પાંખાં પડી જાય છે. વાસ્તવ-દર્શી લીલાનું પ્રત્યક્ષીકરણ થાય તો જ તે કૃતિ સ્પર્શક્ષમ બની શકે. સુગ્રથિત કૃતિનો પ્રત્યેક કાકુ પ્રમાણીને આપણે એક અર્થ તારવતા હોઈએ છીએ. કૃતિ વાંચ્યા પછી આપણે કર્તાને પ્રશ્ન કરીએ કે આ બધું કમઠાણ શા માટે? પાત્રોની મૂંઝવણો, આકાંક્ષાઓ, મનોમંથનો, આવેગો પાત્રોની ખુદની અનિવાર્યતા છે. પાત્રો પર સર્જકના વિચારો થોપી ન શકાય. ભલે ને, લેખક કૃતિમાં જે લીલા કરવી હોય તે કરે. વાચક તો એની પાસે નક્કર પરિણામ માગવાનો. નક્કર પરિણામ વિનાની કૃતિ આપણને કાયમ અધૂરી લાગે છે. એટલે આ બધાં વાનાં વિશે વિચારતાં એવું કહેવાનું પ્રાપ્ત થાય છે કે 'સોનાની દ્વારિકા'ની ખોડંગાતી ચાલને સ્થિર રાખવામાં લેખક કાચા પડ્યા છે.

આ કૃતિને કિરીટ દૂધાત જેવા સંનિષ્ઠ અને અભ્યાસુ વિદ્વાનનો સધિયારો મળ્યો છે. કિરીટ દૂધાત જરા ઉદાર બન્યા છે. તેમની ઉદારતા વાચકો આ કૃતિ વાંચવા પ્રેરાય તે સંદર્ભેની છે. એમણે આ કૃતિમાં રજૂ થયેલી વૃત્તાંતકથાઓની ચર્ચાઓ પણ કરી છે. એમણે કરુણાશંકર અને ઉષાબહેન, અંબારામ અને ગંગારામની વેશભૂષા-કરામત, જાદવજી મેરાઈના પરિવારની વિષય સ્થિતિ – આ વિશે વિસ્તૃત વાત કરી છે. તો કાંતાબહેન-કાનજીભાઈની બિલકુલ સ્વચ્છ કથાને એ કેમ સ્પર્શ્યા નથી? રઘુવીર ચૌધરી જેવા સમાજસુધારણાને મહત્ત્વ આપતા લેખક આ કથાઘટકને અસ્પૃશ્ય ગણે ત્યારે શું સમજવું? શ્રી મનુભાઈ પંચોલી 'દર્શક' જીવતા હોત તો આ વૃત્તાંત પર ઓવારી ગયા હોત પણ રઘુવીરભાઈ જેવા સિદ્ધાંતવાદી લેખકને આ વૃત્તાંતમાં કઈ ત્રુટિ જણાઈ હશે? અનેક શક્યતાઓથી ભરપૂર કાંતાબહેન-કાનજીભાઈના જીવનની સંનિષ્ઠ ક્ષણોના નિરૂપણમાં હર્ષદ ત્રિવેદીએ દાખવેલી કુનેહ આ બે વિદ્વાનોએ બિરદાવવા જેવી હતી.

આ સઘળી કથાઓ માટે કિરીટ દૂધાતે મહાવૃત્તાંત અને રઘુવીર ચૌધરીએ કથાઘટક જેવો શબ્દપ્રયોગ કર્યો છે. બન્ને પોતાની રીતે સાચા હશે, પણ હું આ કથાઓને માત્ર વૃત્તાંતકથાઓ રૂપે જોઈ રહ્યો છું. આ બધાં પ્રસંગચિત્રણોમાં હર્ષદ ત્રિવેદીએ દાખવેલી સૂઝ-સમજને રઘુવીરભાઈએ મૂલવતાં થોડો ઈશારો પણ કર્યો છે : *'છત્રીસમા પ્રકરણમાં અતિવૃષ્ટિમાં વિનાશનું વર્ણન કરવું છે અને તેની સાથે મનની દ્વારિકાને જોડવી છે એ અંત નિરધાર્યો છે. કથાના આરંભે પણ સંકલ્પનો સંકેત છે. જોકે હર્ષદનો જીવ સુદામાનો છે'* (પરબ, માર્ચ '૧૮, પૃ. ૭૨). રઘુવીરભાઈનું આ વિધાન જરા ગંભીરતાથી લેવું પડે તેવું છે. હર્ષદના જીવને સુદામાનો કહીને એમણે અઢારે વર્ણ અને ત્રણેય કાળને સાથે રાખવા મથતા કૃષ્ણની દ્વારિકાનો છેદ ઉરાડ્યો છે. લેખના અંતે રઘુવીરભાઈ નોંધે છે : *'કથનકેન્દ્રમાં રહેલો વાર્તા-કથક – લેખક કિશોરવયનો દેખાય છે અને વર્ણન-કથન કરતા સર્જકની વય સાઠેક વર્ષની છે. વાચકે આ અંતર પણ ચલાવી લેવું પડે. લોકજીવન અને એની જીવંત – જાણે કે પ્રથમ વાર પ્રયોજાતી પ્રબળ ભાષા વિવેચનની તક નથી આપતી, આસ્વાદની અવિરત ચર્વણામાં નિમગ્ન રાખે છે. યુનિવર્સિટીના ભાષાભવનના વિદ્યાર્થી હોવાથી હર્ષદ માટે લાગણી, પણ અહીં તો એક કથાલેખક તરીકે એણે પક્ષપાત જગવ્યો'* (પરબ, પૃ. ૭૨). હર્ષદ ત્રિવેદીએ કથાલેખક તરીકે કયો પક્ષપાત જગવ્યો તે રઘુવીરભાઈ સાથે ચર્ચા કરીએ ત્યારે ખબર પડે. પણ અત્યારે તો એટલું જ 'સોનાની દ્વારિકા' વાંચ્યા પછી મારી જેમ પ્રત્યેક વાચકને સવાલ થશે કે અગાઉ ઘણા લેખકો દ્વારા પ્રગટ થઈ ચૂકેલાં આવાં લખાણોમાં હર્ષદે નવું શું કર્યું? મને તો માત્ર ઉમેરણ સિવાય વિશેષ કશું જ લાગ્યું નથી. આ કથાલેખન હર્ષદ ત્રિવેદી માટે સદ્‌ભાવ જગવે, પણ પક્ષપાત તો નહિ જ નહિ...

## કિશોર જાદવ * સોનેરી માછલીઓ

*(૧૫.૦૪.૧૯૩૮ – ૦૧.૦૩.૨૦૧૮)*

રસ્તાના વળાંક આગળ, માણસોની ભીડમાંથી ઘસાઈને એ નીકળે છે, ને એકાએક ઊભો રહી જાય છે. પોતે થંભી ગયો છે એનું ભાન થતાં, આજુબાજુના ઘોંઘાટમાં, વળી એ આગળ વધે છે. રસ્તામાં ક્યારેક ઓળખીતી વ્યક્તિ ભેટી જાય, તો એની સાથે આડીઅવળી વાતે વળગવાનો પ્રયત્ન કરવા જતાં, કશુંક અસંબદ્ધ બોલ્યે જાય છે. ઊપડી આવેલી કશીક અજાણી ફડકને મનમાં દાબી દેવા, બાઘાની જેમ અસ્થિરપણે, સામેના પહોળા રસ્તા પરનાં ખીચોખીચ વાહનોની એકધારી ગતિ અને કોલાહલથી દોરવાતો એ આગળ સરકતો જાય છે. ને થોડી વાર બાદ, જમણા હાથની આંગળીઓથી નિરર્થક ચપટી વગાડતો, નજદીકની જૂનીપુરાણી હૉટેલમાં દાખલ થાય છે. અત્યારે ત્યાં કોઈ વરતાતું નથી. વર્ષોથી ઘસાતી આવતી, કાળી પડી ગયેલી ખાલી ખુરશીઓના લીધે, એના અડોઅડ પાયાઓ વચ્ચે કોઈક જાણે ગોંધાઈને ત્યાં નીચે અટવાયા કરતું હોય એમ લાગે છે. એથી પોતે બંને પગને નીચે બરાબર ગોઠવી શકતો નથી. તાજું જ પોતું મારેલા ટેબલ પરની ચીકણાશને લીધે, હાથને ક્યાં રાખવા એની વિમાસણમાં પડે છે. ત્યાર બાદ હાથને ટેબલ પર પડી રહેવા દે છે. અંદરથી નોકર – હૉટેલનો માલિક – ચાનો કપ, નિત્ય પ્રમાણે, એની સામે મૂકી જાય છે. એની સાથે બોલવાનો પણ સંબંધ નથી; કારણ કે એવી કશી આવશ્યકતા ઊભી થતી નથી. એ વેળા, હૉટેલ બહાર, રસ્તા પરની એકેએક વિગતને, ઝીણામાં ઝીણી હિલચાલને નોંધતો હોય એમ અનિમેષ નજરે મીટ માંડી રહે છે પણ એ કશું જ જોતો નથી. અર્ધો કપ ચા ગટગટાવીને બહાર નીકળે છે ને બાજુના ઊંચા મકાનના બીજે મજલે, બારી પરનો પરદો સહેજ હલે છે. ઘડીભર થંભીને, ત્યાં ઉત્કટ નજરે તાકી રહે છે; ત્યારે પરદાની ઓથમાંથી ચમકતી બે આંખો, એના પ્રતિ આતુર બનીને ટગટગ્યા કરતી હોય છે. એ ખુશ થાય છે, એ સાથે એને થાક વરતાય છે...

ને એકાએક યાદ આવ્યું. એને કશીક વિનંતી કરવાની હતી. કોને, એ વિશેનો એને અણસાર સુધ્ધાં નહોતો. પણ... એ ઘણું ઘણું ભૂલી જતો હતો. મોડે પાછા

---

*એતદ્-૨૧૭નો અંક તૈયાર થઈ ગયો હોઈ એ અંકમાં આધુનિક કાળના અત્યંત મહત્ત્વના અને અનોખા વાર્તાકાર-નવલકથાકાર* **કિશોર જાદવ***ના અવસાનની માત્ર નોંધ જ મૂકી શકાઈ હતી. આ વાર્તા દ્વારા* **એતદ્** *એમને ભાવ અને આદરભરી શબ્દાંજલિ આપે છે.*

ફરતાં, દિવસ પર્યંતની સઘળી પ્રવૃત્તિઓના ધીમેધીમે ઘેરાઈ આવતા વજન તળે આગળ ધકેલાતો દાદરાના પહેલા પગથિયે ઠેસવાઈને, કઠેરો પકડી લેતાં... ઘરમાં દાખલ થતાં, ચારે બાજુથી ત્યાંની હવડ હવા એને ઘેરી વળતી હોય ત્યારે... કલાકો સુધી ખૂણામાં બેસીને, પોતાના હૃદયના ધૂંધળા ધબકારને સાંભળ્યા કરવામાં... રાત્રે આજુબાજુની નિઃશબ્દતાને જાણે ફંફોસતો અગાસીમાં સતત આંટા માર્યા કરતો હોય એ વેળાએ... પોતે ઘણું ઘણું ભૂલી જતો હતો. એને ખ્યાલ નહોતો. ને કશીક વિજ્ઞપ્તિ કરવાની હતી. એકાએક ધક્કો લાગતાં, એ પડી જતાં રહી ગયો. જોયું તો, મકાનનો દરવાજો રોકીને ઊભેલો નોકર એની સામું હસી રહ્યો હતો. એણે, માથા પર, ચળકતા તારની ફૂલભરતવાળી ઘેરા લાલ રંગની ટોપી પહેરેલી હતી.

'હું વિનાયક, મકાન-માલિક છે અંદર...?' કહીને આવેશભેર અંદર જવા વળ્યો.

'કશો ફર્ક પડવાનો નથી.' નોકરે એને બાવડેથી ખેંચ્યો.

એ ઉશ્કેરાઈ ઊઠ્યો. ને એમ થોડી ક્ષણો સુધી બન્ને વચ્ચે ઝપાઝપી ચાલી, ત્યારે ઉપર અગાસીમાંથી ઝૂકીને કોઈકે ઇશારો કરતાં, નોકરે એના હાથની પકડ ઢીલી કરી. 'એ તો હું ટીખળ કરતો હતો.... ખાલી...હી...હી...હી...' વિચિત્ર રીતે હસતાં, એને એ અંદર દોરી ગયો. એ સાથે વિનાયકને લાગ્યું કે એના પગે મોચ આવી ગઈ હતી. ત્યારે સામેથી, બીજો નોકર 'વ્હીલિંગ ચૅર'ને ખેંચી લાવતો દેખાયો. એનો ચહેરો ધુમ્મસના ગોટા જેવો હતો. ઉપરથી એણે જ ઇશારો કર્યો હશે. વિનાયકે વિચાર્યું. અને બંનેએ એને 'ચૅર'માં ગોઠવ્યો. પોતાની પીઠ પાછળથી, પેલો ટોપીવાળો નોકર, ચૅરને આગળ ઠેલવા લાગ્યો ને એમ ત્રણેય, આજુબાજુની લાકડાની બોદી દીવાલો વચ્ચે થઈને, સામેના અંધકારની વળેલી લીલ પર મૂંગા મૂંગા આગળ વધી રહ્યા હતા. આ પરસાળને ક્યાંય અંત આવે તેમ નહોતો. દુર્ગંધને લીધે એણે નાક સંકોડ્યું.

'એ તો હવા...' ખુરશીનો હાથો પકડીને ચાલતો બીજો નોકર બોલ્યો. ત્યારે અવારનવાર નીચે ફરસ સાથે ઘસડાતા એના દુખણા પગમાં સણકા ઊઠતા હતા. એ જોઈને, પેલાએ જાળવીને, પગને ખુરશીમાં વાળી આપ્યો પણ એને ગૂંગળામણ થતી હતી. એથી બંને ગળગળા થઈને, કશુંક બોલવા મથ્યા. ત્યાં એકાએક અધવચ્ચેથી જ ત્રણેય, મકાનના આગલા ખંડમાં દાખલ થયા, અહીં, ઓરડાના મધ્ય ભાગને, સામેની બારીમાંથી અદૃશ્યપણે પડતા, માણસોના પડછાયાઓ, આમતેમ સતત અટવાયા કરતા હતા. એણે બારી બહાર દૃષ્ટિ ફેરવી. ત્યાં કોઈ નહોતું. પેલા પડછાયાઓની, એકધારી વણથંભી હરફર જોઈને એ સહેજ અકળાયો. હાથની એક આંગળી ઊંચી કરી, એણે ઇશારો કર્યો. બીજો નોકર, ઉતાવળે પગલે જઈને સામેની બારી બંધ કરી આવ્યો. ને 'વ્હીલિંગ ચૅર' આગળ ખેસવાતી ગઈ.

ધીમે ધીમે એ જાણે કશીક સત્તા પર આવતો જતો હોય એમ એને લાગ્યું. ને મગરૂરીમાં એણે ગરદનને ટટ્ટાર કરી. ત્યારે બંને નોકરો કશીક રકઝકમાં પડ્યા હતા. એણે પાછળ ફરી જોયું. આંગળી પર ટોપી રમાડતો નોકર બાઘાઈભર્યું હસી રહ્યો હતો. 'શી અવદશા થઈ ગઈ છે!' મનમાં એ બબડ્યો. ને એકાએક એને ભાન થયું. અહીં, અગોચરપણે કોઈક જાણે સમગ્ર વાતાવરણનો દોરીસંચાર કરી રહ્યું હોય એમ એને લાગ્યું. 'મકાનમાલિક ક્યાં છે?' એ બરાડી ઊઠ્યો. 'અમને ખબર નથી... અંદર હશે... બહાર ગયા હશે...' હાંફળા બનીને બંને નોકરો ઊંચે શ્વાસે બોલ્યા.

બીજા ખંડના સાંકડા ખૂણામાં, નાનકડો 'લેમ્પ' સળગતો હતો. એના પ્રકાશમાં, નીચેના વિશાળ ટેબલ પર જડેલો કાચ ઝગઝગી રહ્યો હતો. એ તરફ જોઈ રહેવું અસહ્ય થઈ પડતાં, એણે બાજુમાં નજર કરી. ટિપાઈ પરની કાચની પેટીમાં, સોનેરી રંગની બે નાજુક માછલીઓ, વાંકીચૂકી પાતળી ધ્રુજારીઓ ફેલાવતી, આછેરા સેલારા મારતી તરવરી રહી હતી. ઘડીભર ત્યાં એ મુગ્ધ ભાવે ટીકી રહ્યો. પણ ધીમે ધીમે એને લાગ્યું કે બહાર હવામાં તરફડ્યા કરતી હોય એમ પેલી માછલીઓ ત્યાં પાણીમાં તરી રહી હતી.

'આને અહીંથી ઉઠાવી લ્યો...' રોષમાં મોટેથી એ બોલ્યો.

એ સાથે બંને નોકરો, શું કરવું એ ન સૂઝતાં, ગભરામણમાં, ઘાંઘાની જેમ બારણાં વચ્ચે થંભી જઈને કશીક ગુસપુસ કરવા લાગ્યા. 'હવે શું થશે? હવે શું થશે?'

ને આગળ કંઈ પણ વિચારે એ પહેલાં, વિનાયકને લાગ્યું કે એની ચારે બાજુ કોઈકે જાણે અદૃષ્ટપણે જબરદસ્ત ઘેરો નાખી દીધો હતો. એ વેળા નજદીકમાં બારણા પરના પરદામાં સળ ખેંચાતા દેખાયા. એની પાછળ ઓથમાં, પગલાંનો ઘસારો સંભળાયો. ને પડકાર ફેંકતો હોય એમ એ બોલવા ગયો: 'કોણ છે ત્યાં?' પણ એનો રૂંધાતો અવાજ એકાએક ગળામાં જ દબાઈ ગયો. મોં અધ્ધર ફાટેલું રહી ગયું. એણે હાથની આંગળીઓથી ચપટી વગાડવા પ્રયત્ન કર્યો. પણ હાથપગ અક્કડ થઈ ગયા હતા. એને ગભરામણ થઈ આવી. થોડી ક્ષણો આડીઅવળી ઘૂમી શકતી બંને આંખો, સામે કબાટ પરના અરીસા તરફ એક જ દિશામાં સજ્જડ રીતે ફાટી રહી. ત્યારે પોતાના માથા પર, એના ધ્યાન બહાર, નોકરે મૂકી દીધેલી પેલી ટોપી અરીસામાં જોતાં એને ઝાંઝ ચડી આવી. ને એક આંચકા સાથે શરીરને વીંઝી નાખવા એ મથ્યો. પણ આખું શરીર જાણે પક્ષઘાત ખાઈને પાંગળું થઈ ગયું હતું. આ જોઈને, બારણામાં જડાઈ ગયેલો નોકર ત્યાંથી દોડતો આવીને ટોપી ઉઠાવી ગયો. વિનાયકે એક ઊંહકાર ભર્યો. હૃદયના ધબકારા હજી સંભળાતા હતા એની ખાતરી કરી જોઈ. એ એને યાદ આવ્યું. એને કશીક વિનંતી કરવાની હતી. કાળપર્યંત એનાં હાડેહાડને ગાળી નાખતી, કશીક અજ્ઞાત ગમગીનીની વાત કરવી હતી.

એના બદલે આ તો...

'એ કશા કામનો નથી. એને ફગાવી દો.' અંદરથી અવાજ સંભળાયો.

ને બંને નોકરોએ એને સમતોલ અધ્ધર ઊંચક્યો. મરણિયો પ્રયાસ કરીને એ બોલવા ગયો : 'હું જીવું છું.' પણ એની જીભ ઝલાઈ ગઈ હતી. ત્યારે લબડી રહેલા એના ઊંધા માથા પર, નોકરે પોતાની ટોપીને એક હાથે દાબી રાખી. 'આ ટોપીમાં એ કેટલો ગૌરવશાળી લાગે છે!' આ સાંભળીને, ઊંચી દીવાલના બાકોરામાં વિનાયકના પગને ભેરવવાની ગડમથલમાં પડેલા બીજા નોકરે ચહેરા પર ગાંભીર્ય ધરી રાખતાં, માથું ધુણાવ્યું: 'હં...'. પેલાએ ટોપી ઉતારી લીધી અને એક ધક્કા સાથે એને બહાર હડસેલ્યો. જાણે ઉત્તુંગ શિખર પરથી, ક્યાંનો ક્યાંય અનંત અવકાશના મહાસાગરમાં એ ફેંકાયો. એમાં એ માત્ર ઝીણું ટપકું બનતો જતો, ક્યાંક ઊંડે ને ઊંડે વીંઝાતો ગયો. ને એમ એ શૂન્યતાના ગર્ભમાં કશોક આકાર પામતો જતો, કંકણો રણકતા બે જોડાયેલા હાથમાં એ ઝિલાયો. ખોળાની હૂંફમાં લપેટાયો. બે હોઠ વચ્ચે ચગળાતી સ્તનની ડીંટડીને એ ચૂસવા લાગ્યો. ને એ રડી ઊઠ્યો. વળી રહેલી બાલ્યમૂઠીઓથી, સત્ત્વહીણાં સ્તન પર એણે પ્રહારો કર્યા. ઘૂમટાના ઘેરાવામાંથી, પોતાના પર ઝૂકી રહેલા વહાલભર્યા ચહેરા પ્રતિ એણે ઊંચે જોયું. બે આંખો – પેલી સોનેરી રંગની બે માછલીઓની જેમ તરવરી રહી હતી. એ ચૂપ થઈ ગયો. અસહ્યતામાં એણે પોતાની આંખો મીંચી દીધી. પેલી દુગ્ધહીણી ડીંટડીને ખાલી એ ચૂસ્યે ગયો. ને આખરે એ હસ્યો – નર્યું શુષ્ક હાસ્ય.

(કિશોર જાદવ*ની શ્રેષ્ઠ વાર્તાઓમાંથી સાભાર.)*

## વિનોદ ભટ્ટ * 'બૉમ્બે ડાઇંગ' એ જાહેરખબર નથી, હકીકત છે!
(૧૪.૦૧.૧૯૩૮ – ૨૩.૦૫.૨૦૧૮)

બૉમ્બેએ બૉમ્બ સાથે સંબંધ જોડી દીધો. બૉમ્બધડાકામાં સેંકડો માણસોએ જાન ગુમાવ્યા. જોકે દરેક છાપામાં મરનારાઓની સંખ્યા અલગ અલગ છે. ઓછામાં ઓછો ફેલાવો ધરાવનાર એક અખબારે મૃતકોનો આંકડો બીતાં બીતાં ૨૦૦નો આપ્યો છે. તો અમદાવાદ શહેરમાં બીજા નંબરનો ફેલાવો ધરાવતા એક છાપાએ ૩૨૫ જણાને માર્યા છે. અને સૌથી વધારે સરક્યુલેશન ધરાવનાર વૃત્તપત્રે ૫૦૦ જણા મોતને ઘાટ ઊતર્યાનું છાપ્યું છે. વધુ ફેલાવો ધરાવનાર છાપાને વધારે લોકો મર્યાનું અનુમાન કરવાનો હક્ક મળી જતો હોય છે! જોકે મરનારાઓનો આંકડો હજી પણ વધશે એ અંગે તમામ અખબારો સંમત છે.

આવી દુર્ઘટનાઓમાં ઓછા આંકડાથી ઘણાને સંતોષ થતો નથી. ૧૯૮૫માં અમદાવાદમાં કોમી તોફાનોમાં એક જ પરિવારના આઠ સભ્યોને જીવતા ભૂંજી

નાખવામાં આવ્યા ત્યારે આપણા એક કવિ વી. એસ. હૉસ્પિટલના પોસ્ટમૉર્ટમ રૂમ તરફ ધસી જતાં ગુસ્સાથી બોલતા હતા કે ત્રીસ ત્રીસ માણસોને જીવતા જલાવી નાખ્યા તો પણ સરકારના પેટનું પાણી હાલતું નથી! કોઈકે તેમને માહિતી આપી કે સાચો આંકડો આઠ માણસો બળ્યાનો છે ત્યારે એમણે ખેદથી પૂછ્યું કે માત્ર આઠ જ જણ? મારી પાસે તો ત્રીસનો આંકડો હતો. મૃતકોની ઓછી સંખ્યાને કારણે તેમના દુઃખની માત્રા પણ ઘટી ગઈ હતી.

આવા જ અમારા એક બીજા સ્નેહી છે. આમ સામે મળે તો પણ મોટા ભાગે અમારી સાથે વાત કરવાનું ટાળે છે પણ ક્યાંક કશીક અપ્રિય ઘટના બને ત્યારે અમને તે ફોન કરે છે. આ વખતે ફોન ખખડાવી તેમણે એમને પૂછ્યું : 'કેટલો સ્કોર થયો?'

'એટલે?' અમે સામો પ્રશ્ન કર્યો.

'બૉમ્બધડાકામાં કેટલા ગયા?'

''ટીવીએ હમણાં સંયમપૂર્વક સમાચાર આપ્યા કે ૮૪ જણ અવસાન પામ્યા...' તો એ ગુસ્સે થઈ જતાં બોલ્યા : 'આપણા ટીવીવાળા તો બોગસ છે, ને આ તો બહુ જૂનો આંકડો છે, તું બી.બી.સી. પકડ, તારી આંખો ફાટી જશે... ૫૦૦૦ માણસો સાફ થઈ ગયા.'

'મેં અડધો કલાક પહેલાં બી.બી.સી. લીધું હતું પણ તમે કહો છો એટલો મોટો આંકડો નથી...'

'તો તારું ટીવી વેચી નાખ કે પછી તારું અંગ્રેજી સુધાર... મુંબઈના જ એક પોલીસ ઑફિસરને મેં કૉલ કર્યો હતો. પાંચ હજારનો આંકડો કન્ફર્મ્ડ છે. ચાલ, મૂકી દઉં છું. કંઈ ખાસ જાણવા જેવું હોય તો રાતે બે વાગેય ફોન કરજે, હું જાગતો જ બેઠો છું. ઓકે?'

વધુ સંખ્યા સાંભળવા આ સ્નેહી મોડી રાત સુધી જાગવાના હતા તો આ સમાચાર બપોરે જાણ્યા પછીય આપણા નાણાપ્રધાન સંસદમાં ઝોકે ચડી ગયા હતા. બજેટ જાહેર કર્યા પછી તે દિવસે પણ નિરાંતે ઊંઘી શકે છે. જાગવાનો વારો હવે પ્રજાનો છે... પોતાનું નામ દરરોજ લાલ અક્ષરમાં છાપનાર એક છાપાએ પોતાની સંવદેનશીલતા પ્રગટ કરવા આજે (તારીખ ૧૩ માર્ચ, ૧૯૯૩) કાળા અક્ષરે પોતાનું નામ છાપ્યું છે અને આપણે ચૂંટીને મોકલેલ સાંસદો આ બૉમ્બધડાકામાં થયેલ મોટી જાનહાનિના સમાચાર જાણ્યા પછી પણ ખૂબ જ સારા મૂડમાં રહી શક્યા હતા ને લોકસભાના સેન્ટ્રલ હૉલમાં ચા-નાસ્તાની સાથે ટોળટપ્પા કરતા હતા. જોકે તેમના માટે આ બધું રોજનું થયું. પંજાબમાં – અગાઉ ક્રમશઃ પ્રગટ થતી નવલકથાની જેમ – ટુકડે ટુકડે રોજ માણસોના મરવાના ખબર સાંભળતા, એ આજે હોલસેલમાં સાંભળવા મળ્યા. રોજ આવા સંવેદનશીલ સમાચારો સાંભળવા ને વાંચવાથી સંવેદનાને એનેસ્થેશિયા અપાયો હોય તેમ તે બધિર થઈ જાય છે.

કહે છે કે સૌથી પહેલો ને મોટો ધડાકો સ્ટૉક એક્સચેન્જમાં થયો અને ત્યાં મોટા પાયે જીવન સાથે મૃત્યુએ એક્સચેન્જ – અદલાબદલી – કરી લીધી. શૅરબજારમાં મોતની લેવાલી થઈ ગઈ. શૅરબજારમાં ઘણા લોકો આર્થિક રીતે બહાર હડસેલાઈ જતા હોય છે, પણ ત્યારે તો ૧૪થી ૨૦ ફૂટ જેટલા અંતરે કેટલાક શારીરિક રીતે શૅરબજારમાંથી ફંગોળાઈને રસ્તા પર આવી ગયા. આ શૅરબજારમાં કડાકા તો અનેક વાર સંભળાતા પણ ધડાકા પહેલી જ વખત સંભળાયા.

કેન્દ્રના ભૂતપૂર્વ સંરક્ષણપ્રધાન શરદ પવાર અત્યારે પોતાની મુખ્ય પ્રધાનની ખુરશીનું સંરક્ષણ કરવાના કામે લાગી ગયા છે. આ બૉમ્બ તેમની ખુરશી પર પડ્યા જેટલો આઘાત તેમને લાગ્યો છે. ખુરસીના પાયા થોડા ઢીલા પણ પડી ગયા છે. આ બૉમ્બ ફૂટવામાં ટાઇમિંગ બરાબર જળવાયું નથી. ખરેખર તો નાઇકના મુખ્ય મંત્રીકાળમાં આ બૉમ્બ ફાટવા જોઈતા હતા. નાઇકને પવારે, એમ કહીને કઢાવ્યા હતા કે તોફાનોને લીધે શહેરમાં કાયદો ને વ્યવસ્થા જાળવવામાં નાઇક નિષ્ફળ નીવડ્યા છે.

અત્યારે પવારની દૃષ્ટિ બદલાઈ ગઈ છે. મુંબઈનો આ અભૂતપૂર્વ હત્યાકાંડ તેમને આંતરરાષ્ટ્રીય ષડ્યંત્રનો એક ભાગ લાગી રહ્યો છે. તે છાતી ઠોકીને કહે છે કે સ્થાનિક ગુંડાટોળકીનું આટલા મોટા પાયે હત્યાકાંડ સર્જવાનું ગજું નથી. સ્થાનિક ગુંડાઓને તે નજીકથી પિછાણતા હોવાથી તેમના ગજાની એમને ખબર છે, ગુંડાઓને પણ પવારના ગજાની જાણ હશે. આ તો અરસપરસ છે.

મુંબઈને લોહીલુહાણ કરનાર આ રાષ્ટ્રદ્રોહીઓને પકડવા પોલીસે કૂતરાની મદદ લીધી છે. ગુનેગારને પકડવામાં શ્વાન ક્યારેય પક્ષપાત નથી કરતો. એક વાર એક બદમાશને પકડવા કૂતરાની મદદ લેવામાં આવી ત્યારે એ બદમાશનું પઠાણી સેન્ડલ સૂંઘીને તેના સગડ મેળવવા કૂતરો છેક પોલીસચોકીમાં પ્રવેશી ગયો હતો ને એક પોલીસ અધિકારી પાસે જઈને ઊભો રહી ગયો હતો અને ત્યાંથી આગળ વધતો જ નહોતો.

બૉમ્બે પાસે દરિયો હોવા છતાં આંસુ નથી. અત્યારે મુંબઈમાં જે રીતે સેંકડો માણસો મરી રહ્યા છે તે પરથી લાગે છે કે 'બૉમ્બે ડાઇંગ' એ જાહેરખબર નથી, પણ હકીકત છે... મુંબઈની બેસ્ટ કંપનીની બસો દરરોજ પ્રવાસીઓને એક ઠેકાણેથી ઉપાડીને તે ઇચ્છે એ ઠેકાણે ઉતારી દેતી. એ બસો ઢગલાબંધ મડદાંને પોતાના શરીરમાં નાખીને લઈ જઈ રહી હતી. કદાચ પહેલી વાર કન્ડક્ટરે આટલા બધા મુસાફરોમાંથી કોઈની ટિકિટ ફાડી નહોતી અને ઘંટડી વગાડીને એમ પણ નહોતું પૂછ્યું કે ઊતરે છે કોઈ સ્મશાનઘાટ?

*('દિલ્હીથી દૌલતાબાદ'માંથી સાભાર)*

માછલીએ જળમાં ઘર માન્યું,
સાપે, ઊંદરે દર કર્યું. ઊધઈએ રાફડો કર્યો.
પોપટે ઝાડની બખોલમાં સંસાર માંડ્યો.
વાનરે કશું ન કર્યું.
માણસે ગુફા ઘડી, પછી મેદાનમાં આવી દીવાલો કરી, દીવાલો પર દીવાલો.
આમ આખો અવકાશ ને આખાં આકાશ ખંડવ્યાં
પેસવાનો એક દરવાજો, ક્યારેક ડોકાબારી.
ને હવે બારીઓ જ બારીઓ, દીવાલો ને દીવાલો જ
સલામતી અને સંગ્રહણની મૂળ, પહેલી કળ
દીવાલની અંદર ગયેલાંની જિજ્ઞાસા, કલ્પના, સતત
સતેજ. પૂંજીવાદની તરફેણમાં રહે. ઘરમાં ઠરેલાં
કોસે દીવાલોને, સરખાવે દીવાલોની બહારની
અનંત આઝાદી સાથે ને રોયા કરે દીવાલોમાં
બહાર જોતી નજર બહારની રોમાંચકારી કથાઓ
લાવે, વનની, અનંત સમુદ્રોની, નિઃસીમ આકાશની.
આખામાં જડતો રોમાંચ દીવાલોમાં રહેનારા
વચ્ચે વહેંચી જીવનનું સાર્થક્ય અનુભવે.
નામ વિનાનો, બંધન વિનાનો આખા આકાશનો પવન
દીવાલોમાં બંધાયેલા પવન સાથે
સંવાદ કરે તો કેવો થાય?
*

જે તંબૂના, zero BHKના બંગલાના આસામી છે એ વિચરતા જનોને આકાશ સદાય વીંટળાયેલું રહે છે. પણ એ આકાશ અન્ન આપે છે? ઠંડી-ગરમી-વૃષ્ટિ સામે રક્ષણ આપે છે? વિદ્યા અનંત આપે છે. અન્ન, છત્ર, માન માટે વિલખતાં આ જનો અન્નના એક એક કણને ગણી ગણીને કોઠે ઉતારે, ઝાડના છાંયાને, પ્લાસ્ટિકની ચાદર-પટ્ટીને હરખી હરખીને સેવે. કુદરત એની સરકાર છે.

વિશાળ પૃથ્વી અને અનહદ આકાશ વચ્ચેનો સંવાદ બારીબહારનો સંવાદ છે. બારીબહાર જતી નજર શું જોઈ વળે છે એની વાત કરીએ.

દીવાલોનાં જંગલ જેવાં નગરોમાં કંટાળો, વિરૂપતા, જડત્વ ભરપૂર છે. વખાનાં માર્યાં વિચરતાં જનો પેટની ભૂખને ઠારવા શહેરો, ગામોના કિનારે આવી ઠરે છે.

કોઈ તો વર્ષોથી, પેઢીઓથી નગરોમાં ખુલ્લા આકાશ તળે જન્મ્યાં, મોટાં થયાં ને મટી ગયાં છે. આ પેઢીઓના પૂર્વજ બીજે ક્યાંય હશે ને ત્યાંય દસ-વીસ પેઢીઓ નોંધારા જીવનમાં વહી હશે.

જ્યાં ઠામ મળ્યો ત્યાં, જ્યાં કોઈના ગોદા ન પડે ત્યાં, સરકારી જમીનમાં, ખરાબામાં, ગૌચરમાં બિનવારસી જગાઓમાં દસ-વીસ વરસ ટકી જવાય તો ભયો ભયો એમ ગણી જગા પકડીને જીવવા માંડે છે. આવાં જનો શહેરોને સુંદર બનાવવા આડે મોટી ઊબેટ છે. ઝૂંપડપટ્ટીઓ નગરને શરમાવે છે. સત્તાવાહકોને, કથિત મોટા લોકને આ લોક આંખના કણાની જેમ ખૂંચે છે. ભૂમાફિયા, રાજકારણનાં સ્થાપિત હિતો, પોલીસબળ, બાહુબલીઓ – બધાં મળીને નિર્બળને નાબૂદ કરવા શૂરાતન વાપરે છે. એ તો ચોખ્ખું દેખાય જ છે કે શહેરોને સુંદર કરવા કોઈ મોટાનો ભોગ લેવાતો નથી. આજ સુધી મોટાનો ભોગ લેવાયાનું જાણ્યું નથી.

અમદાવાદના મણિનગરમાં રાજગોંડ નામે વિચરતા સમાજના ૧૦૦ જેટલા પરિવારો ગયાં દસ વર્ષમાં લડતાં લડતાં સુપ્રીમ કોર્ટ સુધી ગયા ત્યારે ટુકડો ટુકડો વૈકલ્પિક જગા મળી, એવે ઠેકાણે જેની બાજુમાં આખા અમદાવાદનો કચરો ઠલવાય છે ને રાતદિવસ સળગતા કચરાના ધૂમ્રગોટા ઊઠતા રહે છે.

દરેક નાના મોટા કસબા, નગરમાં કોઈ જાણે નહિ એ રીતે આ કરુણિકાઓ ઘટે છે. નાનાં ગામડાંમાં પણ સરકારી, જંગલની અને ખરાબાની જમીનો પર આવાં નિરાધાર કુટુંબોને ટકવાનું આજકાલ અત્યંત અઘરું થઈ ગયું છે. બળવાન જાતિઓની વગને લીધે, માત્ર આર્થિક વિકાસની વધતી ગતિના દબાણમાં આવા પરિવારોને, સમસ્ત માનવ સંપત્‌ને ટકવું ખૂબ મુશ્કેલ બન્યું છે.

મહીસાગર જિલ્લાના કડાણા તાલુકાના ડોડિયા ગામે ચામઠા કુટુંબોને આજથી પંદર વર્ષ પહેલાં એમનાં છાપરાં તોડી પાડવાના લીધે રઝળતા થઈ જવું પડ્યું હતું. આ કુટુંબોએ સત્યાગ્રહનો, ઉપવાસનો રસ્તો લીધો પછી નવી જગાએ વસવા મળ્યું હતું.

મોડાસાના ગણેશપુરા ફળિયામાં વીસપડા નટ જાતિનાં ૪ કુટુંબો ૬૦ વર્ષથી સરકારી જમીનમાં વસતાં હતાં. આજની તારીખે એમનો વેલો ૨૧ કુટુંબો જેટલો વધ્યો. વચમાં કોઈ લોભી ભૂમાફિયાએ એ જમીન પોતાના નામે કરાવી અને કરુણિકા આરંભાઈ. એક રાતે ૧૧ના સુમારે અસામાજિક તત્ત્વોનું ટોળું જેસીબી, ટ્રેક્ટર લઈને આ ડેરામાં પ્રવેશ્યું. મારફાડ, તોડફોડ વચ્ચે રોતી મહિલાઓ, બાળકો અને પુરુષોએ પોતાનાં છાપરાં તૂટતાં જોયાં. લોહી નીંગળતી મહિલાઓ અને પુરુષો આવા સમયે ક્યાં જાય? કોણ એમને ઉગારે? કોણ ન્યાય કે આશ્વાસન આપે?

બૃહદ્ સમાજ માટે આ ઘટના કોઈ ઘટના જ નથી. એ તો ડૂબ્યો છે ઇલેક્ટ્રૉનિક અને મુદ્રિત માધ્યમોમાં રાજકીય સનસનાટી ફેલાવતાં વિધાનો અને પ્રસંગોની

પેઢી પહેલાં દાદો સૂતો હતો. છોકરાંને હવે નિશાળ જવાનું મટી જશે. ભલું થયું ભાંગી જંજાળ. પૈસાની તાણમાં, છોકરાં જિવાડવાની લ્હાયમાં માતાઓ ભીખ માગશે કે દેહ વેચશે એની ખબર નહીં. અહીંની આદમી જાત બીડીઓ પીને, એક એક પોટલી દારૂ ઓર ઉતારીને પારાવાર સુખ અનુભવશે. હાડકાંના માળા જેવાં ડોસા-ડોસીઓ એટલાં જલદી હવે શહેરમાં ભીખ માગવા નહીં જઈ શકે. ગણેશપુરાની જૂની રહેઠાણની જમીન પર થયેલાં ખોડિયાર અને શંકરનાં દેરાંય એમને ઉગારી ન શક્યાં. હવે આ નવા ટેકરે અમારા શામળિયાની આરતી સવારસાંજ થશે, ને પેલો બિલ્ડર મંદિરમાં ચઢાવો ચઢાવીને પોતાના અને સૃષ્ટિના કલ્યાણની પ્રાર્થના કરશે. તંત્રના સ્થાનિક ઉચ્ચ અધિકારીઓની સાથે માઉન્ટ આબુ પર એમને હવા ખાવા લઈ જવાની માનતા માનશે, ને એય રંગેચંગે પૂરી થશે.

જુઓ તો ખરા, કેસ ઊકલી ગયો. બધું સૂતર થઈ ગયું. પડતર કેસ કોર્ટ ઉકેલે એ પહેલાં પૂરો થઈ ગયો. બધું સમેટી આ કુટુંબો નજીકના શામળાજીના ડુંગરે ચઢીને ભોંય સરખી કરવા લાગશે. વાંસ-કામઠાં પર પ્લાસ્ટિક છાઈને છાપરાં એક રાતમાં ઊભાં કરી દેશે. છાપરાં સામે લીમડા રોપશે. બે પાંદડાંવાળા લીમડા ચાર ચોમાસાંમાં વધીને લહેરાશે. એની નીચે મહિલાઓ અને બાળકો બેસશે.

આમાંથી આટલું થશે.

આ કુટુંબોને તંબૂ બનાવવાની કલા આવડશે. ભૂખ વધુ સહેવાનું શીખવા મળશે. બાળકોને ૪૬ ડિગ્રી સેં.માં તપ્યા પછીય લૂ નહિ લાગે. ભૂમાફિયાની તિજોરીમાં પચ્ચીસ-પચાસ કરોડ ઠલવાશે. તંત્રને ફરજ બજાવ્યાનો પરમ સંતોષ થશે. નગર સુંદર બની જશે. ડુંગરની તળેટીમાં શિયાળા, ઉનાળા ને ચોમાસાં આ બટકણા સમાજને ત્યાગનો ગુણ શીખવશે. પોતાની વંચિતતા વિશેનું આ પરિવારોનું ચિંતન વધુ ને વધુ મૌન સ્વરૂપ ધરતું જશે. વિરાટ, વિસ્તૃત છનાળી સડક તળે માટી, રેતી ને કપચી થઈને પછી કદી દેખાશે નહિ. ઉપર સડસડાટ ૧૨૦ કિ.મી.ની ઝડપે વૈભવી વાહનો ચાલશે. સુખમાં કોઈ મણા નહિ હોય સાધનસજ્જ સમાજને.

નજર માંડો બારીબહાર. આ દુઃખની કહાણી પૂરીય નથી કરી ત્યાં તો નવા ઠામે એકવીસમી સદીના આરંભે તંબૂ લાગી ગયા. એક ઠેકાણે લગનનાં શરણાઈ ને ઢોલ વાગી રહ્યાં. ધોળા દિવસે હવે રાત થઈ.

સામેનું સૂમસામ થયું બધું.

અંધારી રાતમાં સૌનું કલ્યાણ આરંભાયું.

આ અંકના લેખકો :

**સિતાંશુ યશશ્ચન્દ્ર** : ૩૦૨, ટાવર-બી, શ્રવણ રેસીડન્સી, કોસ્મિક એનક્લેવ, સમા રોડ, સમા, વડોદરા-૩૯૦ ૦૨૪. સંપર્ક : ૯૮૨૦૬ ૫૨૦૬૮.

**પ્રતાપસિંહ ડાભી 'હાકલ'** : ૨૬, બાલાજી વિલા-૧, ટી.પી. નં. ૪૪, ચન્દ્રખેડા, અમદાવાદ ૩૮૨ ૪૨૪. સંપર્ક : ૯૮૯૮૧ ૦૦૫૫૧.

**હરીશ મીનાશ્રુ** : 'સુમિરન' ૯/એ, સૌમ્ય, વિનુકાકા માર્ગ, બાકરોલ (જિ. આણંદ) ૩૮૮ ૩૧૫. સંપર્ક : ૯૮૨૪૫ ૧૧૯૬૧.

**રમણીક સોમેશ્વર** : સી-૨, સંસ્કૃત ટેનામેન્ટ્સ, સી. એચ. વિદ્યાલય સામે, પારસ બંગલા પાછળ, સુભાનપુરા, વડોદરા ૩૯૦ ૦૨૩. સંપર્ક : ૯૪૨૯૩ ૪૨૧૦૦.

**રમણીક અગ્રાવત** : ૭, મુક્તાનંદ સોસાયટી, નર્મદાનગર, ભરુચ ૩૯૨ ૦૧૫. સંપર્ક : ૯૬૬૨૦ ૫૮૨૪૩.

**પ્રતિષ્ઠા પંડ્યા** : પાર્વતી બંગલો, ન્યૂ અલકનંદા સોસાયટી સામે, આઝાદ સોસાયટી પાસે, અમદાવાદ ૩૮૦ ૦૧૫. સંપર્ક : ૮૫૧૧૪ ૧૮૮૦૮.

**રાકેશ દેસાઈ** : અધ્યાપક, અંગ્રેજી ડિપાર્ટમેન્ટ, વીર નર્મદ દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી, સુરત ૩૯૫ ૦૦૭. સંપર્ક : ૯૮૨૫૮ ૮૫૫૬૪.

**હેમંત ધોરડા** : ૫, યશવંતનગર, પહેલે માળે, એસ.વી. રોડ, અંધેરી(પશ્ચિમ), મુંબઈ ૪૦૦૦૫૮. સંપર્ક : (૦૨૨) ૨૬૨૦ ૯૯૦૧.

**અવિનાશ પારેખ** : સિદ્ધાર્થ બંગલો, ખંડેલવાલ સોસયટી, શંકર લેન, કાંદિવલી (પશ્ચિમ), મુંબઈ ૪૦૦ ૦૬૭. સંપર્ક : ૯૮૨૧૨ ૧૮૧૮૭.

**અમૃત બારોટ** : ૬- શાર્દુલ, અશોકનગર ક્રોસ રોડ નં. ૧, ગુલમ્હોર ક્લિનિકની પાસે, કાંદિવલી (પૂર્વ), મુંબઈ ૪૦૦ ૧૦૧.

**સતીશ વૈષ્ણવ** : ૩૦૨, સૉનેટ, એફ.સી.આઇની પાસે, શ્યામલ ક્રોસ રોડ, સેટેલાઇ; અમદાવાદ ૩૮૦ ૦૧૫. સંપર્ક : sdv006@gmail.com

**હિમાંશી શેલત** : સખ્ય, ૧૮ મણિબાગ, ધરમપૂર રોડ, અબ્રામા, વલસાડ ૩૯૬ ૦૦૨.

**બિન્દુ ભટ્ટ** : ૧/૧૧ - સુરતા, નેમીશ્વર પાર્ક, તપોવન પાસે, અમીયાપુર, ગાંધીનગર, ૩૮૨ ૪૨૪. સંપર્ક : ૯૭૩૨૫ ૫૫૯૯૩.

**રજનીકાન્ત શાહ** : ૨- શીલ-પ્રિય, વિમલનગર સોસાયટી, નવાબજાર, કરજણ, જિ. વડોદરા ૩૯૧ ૨૪૦. સંપર્ક : ૯૯૨૪૫ ૬૭૫૧૨.

**કાનજી પટેલ** : ૧૨, ગાયત્રી સોસાયટી, લુણાવાડા, જિ. પંચમહાલ ૩૮૯ ૨૩૦. સંપર્ક : ૯૯૯૮૧ ૦૧૪૧૨.

ચર્ચામાં. ટીવી, છાપાં કોઈએ આ રડતી માનવતાની વાત ઝીલી નહિ. ત્યાંના એક વકીલ નામે ડાહ્યાભાઈ. એમણે વાલ્મીકિ સંગઠન અને સામ્યવાદી પક્ષ તરફથી આવેદનપત્ર તૈયાર કર્યું. સરકારી તંત્રને સોંપ્યું પછી આ હુમલાની ફરિયાદ સરકારી ચોપડે નોંધાઈ.

આવેદનપત્રમાં આટલી જ સાદી, સરળ માગણી હતી. 'ગણેશપુરા ગામે ૬૦ વર્ષથી સરકારી પડતરમાં, ૭/૧૨ના ઉતારામાં ઝૂંપડાંની નોંધ છે એ જગાએ ૪૦ જેટલાં ઝૂંપડાં બનાવી ૨૧ નટ-વીસપડા કુટુંબો રહે છે. એ લોકોને, જમીન માફિયા અને અસામાજિક તત્ત્વોએ ભેગાં મળીને જમીન પડાવી લેવા ધાકધમકી આપી. સિવિલ કોર્ટમાં દિ. મુ. નંબર ૫/૧૮થી આ કેસ ચાલે છે. આજ રોજ પાંચ ફેબ્રુઆરીએ અસામાજિક તત્ત્વોએ રાતના સમયે જેસીબીથી આ લોકોનાં છાપરાં તોડી પાડી, લોકોને માર મારી તેમનાં નળ કનેક્શન, વીજ કનેક્શનને તોડી નાખ્યાં. સ્ત્રીઓ અને પુરુષોને બેરહેમીથી મારી લોહીલુહાણ કરી રોતાં-કકળતાં કરી બેઘર કરી દીધાં છે. સદર ગુનાની ફરિયાદ પણ લેવાઈ નથી.'

ઘરવિહોણા આ લોકો નીચે પ્રમાણે માગણી કરે છે.

(૧) ગેરકાયદે કબજો કરનાર આ અસામાજિક તત્ત્વોને તાત્કાલિક પકડવાં, પોલીસને ફરિયાદ લેવા માટે હુકમ કરવાની.

(૨) સદર લોકોને જાનમાલનું રક્ષણ આપવાનું.

(૩) દાવાનો નિકાલ ન આવે ત્યાં સુધી આ લોકોને પરેશાન કરી કાઢી ન મૂકે એવી કાર્યવાહી કરવાની

(૪) આ લોકોને યોગ્ય વળતર આપવાની.

સરકારી જમીનમાં ભારતના નાગરિકો ૬૦ વર્ષથી રહે એને આમ નિષ્કાસિત થવાનું?

વચમાં વિચરતી જાતિનો કલેશ્વરી મેળો આવ્યો. એમાં લોકપ્રતિનિધિઓ અને લોકો આવ્યા. પરવત નામના યુવાને નટ-વીસપડાનાં કુટુંબોની આ કહાણી આ બધાં સમક્ષ કહી. વિસ્તારના સૌથી મોટા લોકપ્રતિનિધિ રાતાપીળા થઈ સાંભળી રહ્યા. પછી એમના એક સાથી, જે વિચરતી જાતિના હતા એમણે પરવતને કહ્યું, 'ભાઈ, સરકારનું ખરાબ દેખાય છે, એમના પુત્ર માથાભારે માણસ છે. ચેતીને રહેજો. વિચારીને બોલજો.' પોતાનાં દુઃખી ભાંડુઓની ખરી કહાણી કહી તો મતલબી વ્યક્તિ એનો અવાજ રોકે છે.

'સત્'નો કેવી રીતે ઘાણ નીકળે છે, એ પ્રક્રિયાનોય વિચાર કરવા જેવો છે. આખું જગત જોવા અને જોવડાવવાની ક્રિયામાં સમેટાય છે. જે દેખાતું હોય એમાંથી પસંદ કરીને 'વાચના' તૈયાર કરવાની. અણગમતી, અગવડ કરે એવી હકીકતોને સમાચારપત્રો, વીજાણુ-માધ્યમોય સત્તાના ભયથી, સત્તાને વહાલા થવા ગાળી, દબાવી દે છે. કોઈ એકાદ સમાચારપત્રમાં આ ઘટના એક દિવસ ચમકી અને

આથમી ગઈ. ખબરો રચનારો સમાજ સાધનસજ્જ હોય છે. એ સનસનાટી માટે નવા વિષયો શોધે છે, પ્રેક્ષકો એ વિષયોમાં ડૂબી રહે છે અને બૃહદ્ વાસ્તવથી આંખો મીંચી સુખનાં, પ્રગતિનાં સપનાંમાં રહે છે. એમાં વળી વિચરતી જાતિની ટીટોડી જેવી ચીસ ઘોંઘાટમાં કોણ સાંભળે? મહાનગરો, ચપળ શહેરો, બુલેટ ટ્રેનો, સુંદર શહેરો રચવાની ઉચ્ચ અગ્રતાક્રમની વાતોમાં પેટની, છત્રની, દિલની આગ વળી કોણ જુએ ને એનું બયાન કરે?

મોડાસાના આ નટ પરિવારોના એક ભાઈ રાયમલભાઈને, બાબલિયાના જયંતિભાઈ નટને કહી મોડાસા હું મળવા ગયો. ડાહ્યાભાઈ વકીલ પણ સ્થળે આવ્યા. સરકારી તંત્રને અગાઉ સુપરત કરેલી અરજી પછી અમે એક નવી અરજી તૈયાર કરી, તંત્રને આપવા ગયા. અરજી આપીને બહાર આવ્યા. એ ઘડીએ રાયમલ અને એમના ભાઈ કચેરીની બહાર અમારી રાહ જોતા ઊભા હતા.

એ કહેવા લાગ્યા, 'તમે સાહેબને ઓફિસમાં મળવા ગયા એ વખતે પેલી રાત્રે આવેલ માથાભારે માણસો પડાવ પર આવ્યા. લાકડીઓ વીંઝતાં કહે, ખાલી કરી દો. તમને કહી છે એટલી રકમ મળી જશે.'

સ્થાનિક તંત્રના સર્વોચ્ચ અધિકારીએ અમારી રૂબરૂ એમના હાથ નીચેના અધિકારીઓને અને પોલીસતંત્રને સૂચના આપી કે આ પરિવારોનું રક્ષણ કરો. આ શબ્દો અમે રાયમલને અને એના ભાઈને કહ્યા. અધિકારીએ સૂચના એ પણ આપી હતી કે પેલા જામીન પર છૂટેલા માથાભારે લોકોને ફરી પકડી લેવા.

રાયમલ કહે, 'સાહેબ, આજની રાત રહેવાનું અઘરું છે.'

મેં વિચરતી જાતિના એક સરકારી નેતાને ફોન જોડી કહ્યું કે, 'સાહેબ તમે વિચરતા સમાજના છો. આ નટ પરિવારોને રક્ષણ અપાવો. સત્તા છે તમારી પાસે. બંધારણીય ફરજ છે તમારી. તંત્રને આદેશ કરો.' એમણે જવાબ વાળ્યો, 'આ કામ માટે તમે આ બાબતોના ચાર્જમાં આ વિભાગના ખાસ અધિકારી છે એમને વાત કરો.'

મેં કહ્યું, 'સૌથી મોટા તમે છો. વળી પાછું એમને કહેવાનું અમારે? તમારાથી પાયરીમાં નીચા અધિકારીને કહેવાનું?' થોડી વાર એ ચૂપચાપ સાંભળી રહ્યા. 'માણસના જીવવાના અધિકાર વિશે તમે કહો, અન્યાય કે જુલમ માટે તમે આ બાબતે કંઈ બોલો.' પછી ફોન ઠરી ગયો. ડાહ્યાભાઈ અને મેં એ લોકોને કહ્યું કે ન્યાય મેળવવો હોય તો આ જગા છોડશો નહિ. કોર્ટકેસ લડવો પડશે. ધણીને કહે ધા અને ચોરને કહે નાસ, આવું તંત્ર હોય છે. સહનશક્તિ રાખવી પડશે. રાયમલ કહે, પેલા લોકો કાયમ લાકડી, ધારિયાં સાથે મોટરસાઇકલો, કાર લઈને આંટા મારે છે. મોડી રાતે આ ડેરાના લોકોએ જે મળે તે લઈને નીકળી જવાનું નક્કી કરી લીધું.

ગણેશપુરામાં આવી સર્વનાશ કરી ગયેલું બુલડોઝર, હાશ! ત્યાં નહીં આવે! દટ્ટણપટ્ટણમાંથી તાણી લીધેલી ગોદડીઓ પર, કાકરીઓ પર સૂવાનું હવે, જેમ બે

પેઢી પહેલાં દાદો સૂતો હતો. છોકરાંને હવે નિશાળ જવાનું મટી જશે. ભલું થયું ભાંગી જંજાળ. પૈસાની તાણમાં, છોકરાં જિવાડવાની લ્હાયમાં માતાઓ ભીખ માગશે કે દેહ વેચશે એની ખબર નહીં. અહીંની આદમી જાત બીડીઓ પીને, એક એક પોટલી દારૂ ઓર ઉતારીને પારાવાર સુખ અનુભવશે. હાડકાંના માળા જેવાં ડોસા-ડોસીઓ એટલાં જલદી હવે શહેરમાં ભીખ માગવા નહીં જઈ શકે. ગણેશપુરાની જૂની રહેઠાણની જમીન પર થયેલાં ખોડિયાર અને શંકરનાં દેરાંય એમને ઉગારી ન શક્યાં. હવે આ નવા ટેકરે અમારા શામળિયાની આરતી સવારસાંજ થશે, ને પેલો બિલ્ડર મંદિરમાં ચઢાવો ચઢાવીને પોતાના અને સૃષ્ટિના કલ્યાણની પ્રાર્થના કરશે. તંત્રના સ્થાનિક ઉચ્ચ અધિકારીઓની સાથે માઉન્ટ આબુ પર એમને હવા ખાવા લઈ જવાની માનતા માનશે, ને એય રંગેચંગે પૂરી થશે.

જુઓ તો ખરા, કેસ ઊકલી ગયો. બધું સૂતર થઈ ગયું. પડતર કેસ કોર્ટ ઉકેલે એ પહેલાં પૂરો થઈ ગયો. બધું સમેટી આ કુટુંબો નજીકના શામળાજીના ડુંગરે ચઢીને ભોંય સરખી કરવા લાગશે. વાંસ-કામઠાં પર પ્લાસ્ટિક છાઈને છાપરાં એક રાતમાં ઊભાં કરી દેશે. છાપરાં સામે લીમડા રોપશે. બે પાંદડાંવાળા લીમડા ચાર ચોમાસાંમાં વધીને લહેરાશે. એની નીચે મહિલાઓ અને બાળકો બેસશે.

આમાંથી આટલું થશે.

આ કુટુંબોને તંબૂ બનાવવાની કલા આવડશે. ભૂખ વધુ સહેવાનું શીખવા મળશે. બાળકોને ૪૬ ડિગ્રી સેં.માં તપ્યા પછીય લૂ નહિ લાગે. ભૂમાફિયાની તિજોરીમાં પચ્ચીસ-પચાસ કરોડ ઠલવાશે. તંત્રને ફરજ બજાવ્યાનો પરમ સંતોષ થશે. નગર સુંદર બની જશે. ડુંગરની તળેટીમાં શિયાળા, ઉનાળા ને ચોમાસાં આ બટકણા સમાજને ત્યાગનો ગુણ શીખવશે. પોતાની વંચિતતા વિશેનું આ પરિવારોનું ચિંતન વધુ ને વધુ મૌન સ્વરૂપ ધરતું જશે. વિરાટ, વિસ્તૃત છનાળી સડક તળે માટી, રેતી ને કપચી થઈને પછી કદી દેખાશે નહિ. ઉપર સડસડાટ ૧૨૦ કિ.મી.ની ઝડપે વૈભવી વાહનો ચાલશે. સુખમાં કોઈ મણા નહિ હોય સાધનસજ્જ સમાજને.

નજર માંડો બારીબહાર. આ દુઃખની કહાણી પૂરીય નથી કરી ત્યાં તો નવા ઠામે એકવીસમી સદીના આરંભે તંબૂ લાગી ગયા. એક ઠેકાણે લગનનાં શરણાઈ ને ઢોલ વાગી રહ્યાં. ધોળા દિવસે હવે રાત થઈ.

સામેનું સૂમસામ થયું બધું.

અંધારી રાતમાં સૌનું કલ્યાણ આરંભાયું.

આ અંકના લેખકો :

**સિતાંશુ યશશ્ચન્દ્ર** : ૩૦૨, ટાવર-બી, શ્રવણ રેસીડન્સી, કોસ્મિક એનક્લેવ, સમા રોડ, સમા, વડોદરા-૩૯૦ ૦૨૪. સંપર્ક : ૯૮૨૦૬ ૫૨૦૬૮.
**પ્રતાપસિંહ ડાભી 'હાકલ'** : ૨૬, બાલાજી વિલા-૧, ટી.પી. નં. ૪૪, ચન્દ્રખેડા, અમદાવાદ ૩૮૨ ૪૨૪. સંપર્ક : ૯૮૯૮૧ ૦૦૫૫૧.
**હરીશ મીનાશ્રુ** : 'સુમિરન' ૯/એ, સૌમ્ય, વિનુકાકા માર્ગ, બાકરોલ (જિ. આણંદ) ૩૮૮ ૩૧૫. સંપર્ક : ૯૮૨૪૫ ૧૧૯૬૧.
**રમણીક સોમેશ્વર** : સી-૨, સંસ્કૃત ટેનામેન્ટ્સ, સી. એચ. વિદ્યાલય સામે, પારસ બંગલા પાછળ, સુભાનપુરા, વડોદરા ૩૯૦ ૦૨૩. સંપર્ક : ૯૪૨૯૩ ૪૨૧૦૦.
**રમણીક અગ્રાવત** : ૭, મુક્તાનંદ સોસાયટી, નર્મદાનગર, ભરુચ ૩૯૨ ૦૧૫. સંપર્ક : ૯૬૬૨૦ ૫૮૨૪૩.
**પ્રતિષ્ઠા પંડ્યા** : પાર્વતી બંગલો, ન્યૂ અલકનંદા સોસાયટી સામે, આઝાદ સોસાયટી પાસે, અમદાવાદ ૩૮૦ ૦૧૫. સંપર્ક : ૮૫૧૧૪ ૧૮૮૦૮.
**રાકેશ દેસાઈ** : અધ્યાપક, અંગ્રેજી ડિપાર્ટમેન્ટ, વીર નર્મદ દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી, સુરત ૩૯૫ ૦૦૭. સંપર્ક : ૯૮૨૫૮ ૮૫૫૬૪.
**હેમંત ધોરડા** : ૫, યશવંતનગર, પહેલે માળે, એસ.વી. રોડ, અંધેરી(પશ્ચિમ), મુંબઈ ૪૦૦૦૫૮. સંપર્ક : (૦૨૨) ૨૬૨૦ ૯૯૦૧.
**અવિનાશ પારેખ** : સિદ્ધાર્થ બંગલો, ખંડેલવાલ સોસયટી, શંકર લેન, કાંદિવલી (પશ્ચિમ), મુંબઈ ૪૦૦ ૦૬૭. સંપર્ક : ૯૮૨૧૨ ૧૮૧૮૭.
**અમૃત બારોટ** : ૬- શાર્દુલ, અશોકનગર ક્રોસ રોડ નં. ૧, ગુલમ્હોર ક્લિનિકની પાસે, કાંદિવલી (પૂર્વ), મુંબઈ ૪૦૦ ૧૦૧.
**સતીશ વૈષ્ણવ** : ૩૦૨, સૉનેટ, એફ.સી.આઇની પાસે, શ્યામલ ક્રોસ રોડ, સેટેલાઇ; અમદાવાદ ૩૮૦ ૦૧૫. સંપર્ક : sdv006@gmail.com
**હિમાંશી શેલત** : સખ્ય, ૧૮ મણિબાગ, ધરમપૂર રોડ, અબ્રામા, વલસાડ ૩૯૬ ૦૦૨.
**બિન્દુ ભટ્ટ** : ૧/૧૧ - સુરતા, નેમીશ્વર પાર્ક, તપોવન પાસે, અમીયાપુર, ગાંધીનગર, ૩૮૨ ૪૨૪. સંપર્ક : ૯૭૩૨૫ ૫૫૯૯૩.
**રજનીકાન્ત શાહ** : ૨- શીલ-પ્રિય, વિમલનગર સોસાયટી, નવાબજાર, કરજણ, જિ. વડોદરા ૩૯૧ ૨૪૦. સંપર્ક : ૯૯૨૪૫ ૬૭૫૧૨.
**કાનજી પટેલ** : ૧૨, ગાયત્રી સોસાયટી, લુણાવાડા, જિ. પંચમહાલ ૩૮૯ ૨૩૦. સંપર્ક : ૯૯૯૮૧ ૦૧૪૧૨.

